છપાવનાર

શા. પુરૂષોત્તમ ગીગાભાઈની કુંપની.

ભાવનગર.

# सुबुद्धि सत्य दर्शक नाटक.

૧૮૯૯

અમદાવાદ.

“એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ”માં છાપ્યું.

મૂલ્ય એક રૂપીઓ.

# अर्पण पत्रिका.

## પરમસ્નેહી શા: પુરૂષોત્તમ ગીગાભાઈ

**મુ. ભાવનગર.**

મારો તથા તમારો સમાગમ માત્ર ટુંકી મુદતનો છે. છતાં એક પુરાતન અને અંતઃકરણના મીત્ર તરીકે તમે મને માનો છો. તેમજ આપના વિચાર દેશ હિત ઈચ્છક અને સુધારાની વૃદ્ધિ કરવામાં ઉત્સુક છે. માટે આપના નામ સાથે મારૂં નામ જોડાઈ રહેવાની નિશાની દાખલ આ પુસ્તક હું આપને અર્પણ કરૂં છું તે મહેરબાની કરી સ્વીકારશો. એવી આશા રાખું છું એજ.

ભાવનગર.<br>
તા૦ ૧-૮-૯૫

લી. ગ્રંથ કર્ત્તા.



# પ્રસ્તાવના.

શિયળ એ સ્ત્રીનું પરમ ભુષણ છે. અને તેથી તે નિયમ પાળનાર જગતમાં નામના મેળવે છે. પુરાતન સમયમાં જે શુર. રાજા" પ્રજામાં હતું તે નાશ થવાનું કારણ પણ એજ છે. આપણા પરોપકારી પુરાણ અને ઈતિહાસીક વિષય તપાસીએ ત્યારે સાફ માલમ પડે છે કે રજપુત સ્ત્રીઓ પોતાના પ્રાણ ત્યાગવા તત્પર થઈને પણ પોતાના પતિવ્રતની રક્ષા કરી છે. આ કાંઈ થોડી ખુશીની વાત નથી એતો ખરૂં છે કે જે સ્ત્રી પોતાનું સત્ય રાખવા ખરેખર અંતઃકરણથી ધારણા રાખે છે તેને હજારો પુરૂષોમાં રાખો તો પણ તે મેરૂ પર્વતની જેમ પોતાની વૃત્તિ અડગ રાખશે. અને તેનાપર કોઈ પણ માઠી ધારણા રાખનાર ફાવી શકશે નહીં. અર્વાચીન કાળમાં સ્ત્રીઓમાં સત્ય રાજાઓમાં શુર અને પ્રજામાં નીતી હતી ત્યારે આધુનીક સમયમાં તેથી તદન ઉલટુંજ માલમ પડેછે. હાલના રાજા બાળકીજ થઈ પરાધીનતા ભોગવે છે. રૈયતમાં નીતી અને વિદ્યા, બળ, સદ્ધર્મ, આદી લોપ થયાનું કારણ બાળલગ્ન. તેમજ સ્ત્રીઓ સત્યનો માર્ગ છોડી વ્યભીચારના ફંદામાં ફસી ગઈ છે. તેનો હેતુ અધુરી કેળવણી છે. સ્ત્રીઓને હાલ જે કેળવણી અપાયછે તે નીતીની નથી. પરંતુ બીન ઉપયોગી ભૂગોળ, ઈતીહાસની અપાય છે. આંકડયશ ભણતરથી ઊલટો અનર્થ થાયછે. સદેવંત સાવ-

બીંગા, સુડાબોતેરી, આદી બીભત્સ વાર્તાઓ વાંચી દર પુરૂ-ષોપર ચીઠીઓ લખતાં શીખેછે આ કરતાં તો આજથી આશરે પચાસ પોણોસો વરસ પહેલાંની સ્ત્રીઓ કેજેને વિદ્યાની કંઈજ ગમ નહોતી પણ પોતાનું સત્ય, પતિની સેવા મર્યાદા સુદ્ધ મનથી વર્તવું એવા ગુણમાં ગરકાબ થએલી હતી પરંતુ હાલ તો સેંકડે નવાણું ટકા પોતે સ્વતંત્ર છે. એમ માની દુર્ગુણમાં ડુબી ગએલીઓ છે.

સ્ત્રીઓનું હ્રદય નરમ હોય છે–તેમાં જે છાપ પડી તે ખસતી નથી સ્ત્રીઓને. બેસી. રહેવાનો. અને વિચાર કરવાનો વખત ઘણો મળે છે તેથી જો તેમનામાં નીતીની કેળવણીથી પોતાના પતિવ્રત માટે દ્રઢ વિચાર નથી થતા તો પછી સારાં સારાં વસ્ત્ર પહેરવાં, શ્રંગાર રસનાં ગીતો ગાવાં અને બારી ઝરૂખે બેસી. પર પુરૂષો સાંમે નીધા કરવી આવો તાના અધકચરા ભણતરનું સાર્થક ગણેછે. સ્વદેશી બંધુઓ. આપ સમજતા હશો કે કંન્યાશાળાઓ થતાં કંન્યાઓ. સુધરેછે. પરંતુ તે. આશા તમારે સ્વપ્નામાં પણ. નરાખવી. ઉલટો. દીનપર દીન બગાડો થતો જાયછે એમ ખાત્રીથી માનવું માટે સ્ત્રીને શું શીખવવું તે બાબત. નીર્ણય નહીં થાય ત્યાંસુધી આપણી સ્થિતીમા સુધારો થવાનો નથી.

સ્ત્રીઓ રત્નની ખાણછે તેમાંથી અનેક શુરવીરા ભગત આદી ઉતપન્ન થયાછે તેમજ તેજ સ્ત્રીઓના માટે મારામારી કરી મરાયાછે.

વાંચનાર સાહેબો. હું વિદ્વાન નથી તોપણ મેં નિશ્ચય

ક્યોંછે કે બનતા સુધી સતી સ્ત્રીઓનાં નાટક કરી વાંચનારી આલમ હજુર મુકવા કે જેથી કાંઈક, પણ અસર થવા સંભવછે. આ બાબતમાં કાંઈ વધારે લખી ગયો હોઊં તો. ક્ષમા કરશો.

આ પુસ્તક છપાવવાને. ઊતેજન આપવામાં મારા પરમ મીત્ર મી૦છગનલાલ પુરૂષોતમદાસ કે જે રાજકોટ રાજકુમાર કોલેજના દાકતર છે. તેમણે અતીશ્રમ લીધો છે માટે તેમનો. આ જગ્યાએ અંતઃકરણથી આભાર માનું છું.

આપુસ્તકમાં સીપાઈઓને. બોલવાની જે ભાષા છે તે ગામડી હાલના. સીપાઈઓ જેવું બોલે છે. તેવીજ જાણીને દાખલ કરીછે.

આ પુસ્તક ધાર્યા કરતાં વધારે ઢીલ થઈછે. તેથી અગાઊ થએલ. ગ્રાહક ગ્રહસ્થો. પાસેથી ક્ષમા માગું છું.

આ પુસ્તક. બસો. પૃષ્ટનું કરવાનું હતું પરંતુ કેટલાક સદ્ગ્રહસ્થો તેમજ નાટકના અનુભવી. પુરૂષોનો એવો મત થયો કે આ વિષય ભજાવવાને. ઉત્તમછે. માટે ટુંકામાં અને ભજવી શકાય તેવી રીતે પડદાની ગોઠવણી કરી રચવો. માટે તે પ્રમાણે. કરવાથી ધાર્યા કરતાં પુસ્તક નાનુ થયું છે. માટે ગ્રાહક ગ્રહસ્થોની પાસેથી માફી માગી લઊંછે.

ભાવનગર. તુળજારામ રણછોડ, પંડ્યા.



# सुबुद्धि सत्यदर्शक

उर्फे

# सती सुलोचना.

अंक १ लो.

## પાત્ર.

સુત્રધાર..................નાટકનો ભજવનાર.

નટી......................તેની સ્ત્રી.

વિદુષક...................તેના સહાયક રંગલો.

નંદસેન...................રાજા.

મધુમુખી..................તેની રાણી.

સુશીળા...................તેની દાસી.

અભેસિંહજી }
માનસિંહજી } .......જાગીરદાર સરદારો.
સુરસિંહજી }

વૈલોચન...................નંદસેનનો પ્રધાન.

સુલોચના..................તેની સ્ત્રી.

કમળા.....................તેની દાસી.

આદી નાગરીક લોકો—શેઠીઆ—સીપાઇઓ—માલી વીગેરે.

# सुबूद्धि सत्यदर्शक नाटक.

उर्फे

# सति सुलोचना.

---

## મંગળા ચરણ.

સર્વપાત્રો સાથે —( રાગ શાંમ કલ્યાણ.

વંદીએ જોડીને હાથ નાથ નિર્વીકારી;
કૃપા કરો કૃપાળ નમીએ ન્યાય ધારી. ટેક.
સગતિ આપ પાપ જન્મ સફળ કારી;
સદા કાળ દ્રષ્ટિ કરી થાઓ સાહ્યકારી. વંદીએ.
આશ્રય છો એક આપ રહ્યો ધીરધારી;
અલ્પ મંદ બુદ્ધિ મુજ આપ લ્યો સુધારી. વંદીએ.
ચમત્કાર શક્તિ આપ જાઉં બલિહારી;
સૃષ્ટિ સરજ્યા પુર્વ કર્યા પોષણ પચારી. વંદીએ.
દયા સિંધુ દીવ્ય જ્ઞાન આપ સુખકારી;
સદા સાહ્ય કરો પ્રભુ સનીધ્યે વધારી. વંદીએ.

સુત્રધાર—( પ્રવેશ કરીને) સુજ્ઞ સભાસદો આ સર્વેને અત્રે બિરાજેલા, જોઈને મને હદથી જાદે ખુશી પ્રાપ્ત થાય છે. આ વખતે હું સુબુદ્ધિ સત્ય દર્શક નાટક

**ઉર્ફે સતીસુલોચના નામનું સતીનું** નાટક ભજ-
વી બતાવવાનો છું તેમાં સતી સુલોચનાએ પોતાનું પતી વ્રત કેવું કષ્ટ સહન કરી સાચવ્યું છે તેનો આબેહુબ ચિતાર આપી સજનોનાં મનરંજન ક-રવા મારો વિચાર છે. તેમાં કદાપી કાંઈ દોષ આવે તે બાબત ક્ષમા આપશો, એવી આશા છે.

**વિદુષક**—( વિચીત્ર ચાળા કરતાં જોનારા સામું જોઈને ) ( સુત્રધારને )અલ્યા તું બડો જાદુગર દેખાય છે. નહીં તો આટલાં બધાં માણસો ફક્ત તારામાં સામું જોઈ જેમ ગોવાળને બકરાં વશ થાય તેમ તારે વશ થઈ બેઠા છે. મારીપર જાદુ નાંખીશ માં હુંતો ભાગી જાશ ( દોડે છે )

**સુત્રધાર**—આલ્યા તું કોણ છે તે તો કહે. આ તારો વેશ આકૃતી, અને ભાષણ જોઈ મને અચંબો લાગે છે માટે તારૂં નામ દે.

વિદુષક—છેટે રહે. મને જાદુ વળગશે, આ ગુલાબના ફુલ જેવું શરીર છે તે બગડી જાશે, નામ દઈ શું તારી સાથે મારે વિવાહ કરવો છે?

સુત્રધાર—અલ્યા આડા બોલો દેખાય છે? પાંશરો જવાબ દે આંહી તુંને ફાયદો થશે?

**વિદુષક**—પણ આ બધાને તેં માટીનાં પુતળા બનાવી વશ કર્યા છે તેમ મને કરી દેતો પછી મારાં છોકરાં ઘણા દી કાઢે અને લુગડાં ફાડી ચીંથરા કરે આ-

વી રીતે બિચારાં હેરાન થાય?

**સુત્રધાર**—ખરેખર તારી વાણી વિચીત્ર છે. માટે અમે આ- આરંભેલા કામમાં તું મદદગાર થઈ પડીશ, માટે કેમ આંહીં રહીશ.

**વિદુષક**—(મોટેથી) પણ લાડુને ચાંન્ડી દઈશ. દુખ આવું તે સહીશ. જે આપું તે લઈશ. હું કહું તે કરીશ.

**સુત્રધાર**—હવે તારી કુથલી મુકી દે જો મારૂં નામ સુત્રધાર નાટક બજાવનાર છે તે હું આંહી મારી કામગીરી બજાવુંછું તારૂં નામ શું છે?

**વિદુષક**—મારૂં નામ, રંગલો, જંગલો વિદુપક, સમયસુચક, વેણખુચક બોલ તારે શું કામ કરવું છે.

**સુત્રધાર**—ભાઈ જો આંહી એક સતીના સત્યનો ખરો ચિતાર આપવાનો છે.

**વિદુષક**—મને સંક્ષેપ કહી જા એટલે હું મોઢે કરી લઉં.

**સુત્રધાર**—સાંભળ પહેલા અંકમાં રાજાનંદ સેન નગરચર્યા જોવા નીકળતાં રાત્રે જંગલમાં જઈ ચડે છે. ત્યાં પ્રધાનની સ્ત્રી સુલોચનાનાં વસ્ત્ર ધોબી ધુવે છે તે. રાજા જાય છે. અને તેની કીર્તી સાંભળી આશક થાય છે તેથી પ્રધાનને કચેરી ભરી બહાર કાઢે છે.

બીજા અંકમાં પ્રધાન બહાર જાય છે તેથી તેનીસ્ત્રી સુલોચના બહુ દીલગીર થાય છે. પછી રાજા પ્રધાનના ઘરમાં આવી તેને લલ ચાવે છે પણ સુલોચના પ્રાણ આપવા તત્પર થઈ રાજાને ધિક્કાર આવી કાઢે છે અને રાજા સતી પાસે માફ માગે છે.

ત્રીજા અંકમાં પ્રધાન મુસાફ્રીએથી આવે છે ત્યાં તે-
ના દરવાને રાજાને અંદર દાખલ કરતી વખત નિશાનીમાં
કુંડળ અને શાલ લીધેલ છે તે ધારણ કરી દરવાજે બેઠો
છે. પ્રધાન આવતાં પુછપર છકરી એટલે. રાજા પોતાના ઘ-
રમાં આવ્યો જાણી ગુસે થઇ. પોતાની સ્ત્રીને ફીટકાર આ-
પી જુદા મહેલમાં રાખે છે. પ્રધાન આવેર રાખી એક બા-
ગમાં રાજાનંદકસેનને લઇ જઇ મારી, નાંખી દાટે છે ને
માલી દેખે છે.

ચોથા અંકમાં રાજાની સોધ થાય છે. માળી રાણીને
જાહેર કરે છે એટલે પ્રધાનને કેદ કરે છે.

પાંચમાં અંકમાં રાજાનો કુંવર કામનો તપાસ કરી
પ્રધાનને ફાંસીનો ઠરાવ કરે છે. સુલોચનાને ખબર પડતાં દે-
ન સહાય માગતાં આકાશવાણી થાય છે. અને ફાંસીપર જ-
ઇ ગુજરેલ રાજાને સજીવંન કરે છે અને સતિનો જય થાય છે.

**વિદુષક**—આમાં તો બડી મજા પડવાની બંદા આવાંજ કા-
મ શોધે છે પણ જો ભાઈ ખુબ લાડું ને બ્રાંન્ડી
આપવાં પડશે હો.

**સુત્રધાર**—( જોઈને ) હવે ગડબડ મુક જો મારી પ્યારી આવેછે.

**વિદુષક**—( ખુશીથઈ ) તારી પ્યારી ત્યારે મારી શું દુષ્મન છે.
બધાની પ્યારી પણ એલા તેના બીએ છે ખરો ?
હુતો મારી સામું બોલે તો ગુંદપાક ખવરાવું.

**સુત્રધાર**—લે હવે ગડબડ મુંક ને. એલ. ફેલ. બોલમાં ( ન-
ટીને ) નટી.

**નટી**— પ્રાણનાથ શીઆજ્ઞા છે. ?

**વિદુષક**—( સ્વગત ) રાગતો બેંશના ભાઈ જેવો લાગે છે. અ-
ને વળી પ્યારી ?

**સુત્રધાર**—આ સુજ્ઞ સભાસદો પાસે આપણે ભજવી ભજવવા
ધારેલા વિષયપર એક અત્યંત રસયુક્ત અને ર.-
રસ ગાયનગાઈ સર્વનાં મંનરંજન કરો.

**વિદુષક**—( સ્વગત ) તે આવી સારથીજ બધાનાં મંનરંજન
થયાં છે જેને બધાનાં મોઢાં.

**નટી**—આજ્ઞા સ્વામીનાથ.

(રાગ હોરી.)

સતિ વિના પૃથ્વી આસુની, જાણોછો જગદાધાર ટેક
સતિ નહોએ આ અવનીપર, માગ્યા નવ રસે મેહ;
શેશન ભાર ધરે આધરાનો, જીવ વિના જેવી દેહ. સતિ
સતિના સત્યથી સાચ જગતમાં, સતિથી શાહનો ગર્મ;
વાણ વિશ્વાસે ચાલે જગતમાં. ધારી રહ્યા સૌ ધર્મ. સતિ.
સતિથી જગમાં પ્રગટે સુરત્ન, સતિથી સુર્ય પ્રકાશ;
સતિ જો સાચવે સત્ય પોતાનું, નવ નડે જમનો પાશ. સતિ.
સતિ થાઓ સૌ ભાર્ત ભુમીમાં પાકે પુરૂષ સૌ વીર;
અસલ શુર આવે આધરામાં, સાભળો જન ધરી ધીર સતિ.

**સુત્રધાર**—વાહ વાહ તમારી ચાતુરી આ બેહુબ સતિ વર્ણન
કર્યું.

**વિદુષક**—વરને કોણ વખાણે કે વરનો બાપ પણ અમને હું
વખાણતો નથી અને મારી પાસે હજી ૭ માસ
તાલમ લેવી જોઇએ.

# પ્રવેશ ૧ લો.

## સ્થલ પ્રધાનનું ઘર

**પાત્રો** સુલોચના, દાસી, પ્રધાન ત્રૈલોચન વીગેરે.

**સુલોચના**—દાસી પ્રિય પતિને પધારવાનો વખત થવા આવ્યો છે માટે તેમના શ્રમ નિવારણાર્થે પુષ્પો વીગેરે સુગંધીક પદાર્થો તૈયાર કરી રાખ અને આરામ બીછાનું યોગ્ય જગ્યાએ ગોઠવ.

**કમળા**—બાઈ સાહેબ પુષ્પોની પેરવી કરી રાખી છે. તેના હાર અને ગજરા ગુંથવા બાકી છે. આરામ બીછાનું લઈ આવી દ્રાક્ષ મંડપ નીચે હમણાં રાખુંછું.

**સુલોચના**—દાસી પુષ્પો મને આપ, આજ પ્રાણનાથને સારૂ હુ પોતે આનંદથી આભૂષણો બનાવીશ પછી તું બીછાનું લેવા જા. (દાસી પુષ્પો આપી મહેલમાંથી આરામ બીછાનું ગોઠવી પોતાની બાઈના કામમાં સામેલ થાયછે.)

**કમળા**—આહા આપણો શહ બાગ કે જે આપે ખાસ અથાગ શ્રમ લઈ ઊછેર્યો છે તે શું ખુબી તેની રચના, અંદરના પુષ્પો, થંડી હવા આદી ગુણો બેશક બેસનારનું મન આનંદ પામેછે.

**સુલોચના**—દાસી સદગુણી ભાર્યાઓની ફરજ છે કે પતી સેવા અને વિધાભ્યાસમાંથી વખત બચાવી શહ-

સુધારામાં વાપરવો. સાંભળહું બાગનું વર્ણનકરૂં છું.

**રાગ દીંડી.**

બન્યો બાગનો બનાવ દાસી ભારે
નિર્ખી નયન ત્રપ્ત થાય છે આ વારે
સુગંધ યુક્ત પવન પ્રસરે છે જ્યારે. બન્યો૦
કરેણુ કદળી કાંબ કેળા ને કુસુંમ
કેવો કેવડા સુવાસી આદી અન્ય
આંબો અંબખાંસ શોભે દીન સારે. બન્યો૦
મોહ્યું મોગરો ને માલતી જોઈ મંન
લવીંગ લીંબુ જોઈ હર્ષ પામે તંન
દ્રાક્ષ દેખી મંન ધીર નવ ધારે. બન્યો૦
શતરા શેતુર ચંબેલી જુઓ સારી
જુઈ જાઇ જાંબુ ઝુમી રહ્યા ભારી
નમી નાળીએરી ઉભી એક આરે બન્યો૦

**કમળા**—(સાંભળીને) બાઈ સાહેબ કવિત્વ શક્તિમાં આપની કળા કમી નથી આહા! સાંભળતાંજ શરીરે શાંન્તિ થાય છે.

**સુલોચના**—(ઘડીઆળ જોઈ) અરે પાંચ ઉપરતો પચીસ મિનિટ થઈ ગઈ પ્રાણપતિને પધારવાનો પુરો વખત થયા છતાં કેમ વાર થઈ!

**કમળા**—આપ જાણોછો કે માહારાજાએ પ્રિતીભાવ અને પુર્ણ વિશ્વાસથી પોતાપરનો તમામ બોજો પ્રધાનજીપર નાંખ્યો છે.

**સુલોચના**—સત્ય છે દાસી હું પણ જાણું છું કે પ્રાણનાથને મળવારની ફુરસદ નથી પરંતુ મારાં અધીરા લોચન પ્રાણપતિનું મુખ નિહાળવાને આતુર બની જાયછે દસથી પાંચસુધીનો વિયોગનોજ વખત છે પરંતુ ઉપરાંતનો સમય દુખકારી દેખાય છે. આહા! પીયુના પ્રેમભાવની બલિહારી છે.

**રાગ બીહાગ ગજલ.**

સુણરે સખી પિયુ પ્રેમ વિનાછે નારીને ધિક્કાર. ટેક
ધિક્ક આ મંદિર ધિક્ક બગીચા સર્વ શ્રંગાર. સુણરે૦
પિયુ પાસ પત્નિ સુ શોભે, (જેમ) રહે રોહણી ચંદ્રની પાસ;
પિયુ મુખ વિમુખ વનિતા રહે, જાણું જીંદગી ધિક્કાર. સુ૦
સુખમાં નરાચો સર્વકો, દુઃખમાં ન બાળો દેહ;
સદય સ્વામિની શેવા કરો, હૃદય ધરીને નેહ. સુ૦
પ્રભુ સમ માનો પ્રાણપતીને, અન્ય દેવ અદ્રસ્ય;
લ્યો મુર્તિ મનોહર મંનમાં, જગમાં જણાવો જસ. સુ૦

**કમળા**—બાઈ સાહેબ આપની અલોકિક સ્વામિની ભક્તિની તારીફ મારાથી થઈ શકતી નથી. રાત્ર દીન એજ રટણ ખરેખર જન્મનું સાર્થક તેજ છે

**સુલોચના**—(જોઈને) દાસી પ્રાણનાથ પધાર્યા આ તરફ આવે છે.

( વૈલોચન પ્રવેશ કરી ખુરશીપર બેસે છે.

**વૈલોચન**—પ્રિયા અચ્છી આનંદ યુક્ત તૈયારી કરી રાખી છે.

**સુલોચના**—( ફુલહાર પેરાવી તથા ગજરો આપી નમનથી ) સ્વામીનાથ શીરછત્રની જુદાઈનો અસહ્ય તાપ ચહણ

# सुबुद्धि सत्यदर्शक नाटक.

उर्फे

# सती सुलोचना.

पंचाकी नाटक.

બનાવનાર.

તુળજારામ રણછોડજી પંડયા.

છપાવનાર.

શા. પુરૂષોત્તમ ગીગાભાઈ મુ૦ ભાવનગર.

દોહરો.

જમીન જરને જોરૂએ, જડ કાઢી જગ માંહ્ય;
વીર ધીર વેગે ગયા, બચ્યા કરી પ્રભુ સાહ્ય.

આવૃત્તિ ૧ લી. પ્રત-

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસમાં"
નથુભાઈ રતનચંદે છાપી.

સન ૧૮૮૯ સંવત ૧૯૪૫.

કીંમત ૧-૦-૦.

# अर्पण पत्रिका.

## પરમસ્નેહી શા. પુરૂષોત્તમ ગીગાભાઈ

મુ. ભાવનગર.

મારો તથા તમારો સમાગમ માત્ર ટુંકી મુદતનો છે. છતા એક પુરાતન અને અંતઃકરણના મીત્ર તરીકે તમે મને માનો છો. તેમજ આપના વિચાર દેશ હિત ઈચ્છક અને સુધારાની વૃદ્ધિ કરવામાં ઉત્સુક છે. માટે આપના નામ સાથે મારૂં નામ જોડાઈ રહેવાની નિશાની દાખલ આ પુસ્તક હું આપને અર્પણ કરૂં છું તે મહેરબાની કરી સ્વીકારશો એવી આશા રાખું છું એજ.

ભાવનગર.
તા૦ ૧-૮-૮૫

લી. ગ્રંથ કર્ત્તા.



# પ્રસ્તાવના.

શિયળ એ સ્ત્રીનું પરમ ભુષણ છે. અને તેથી તે નિયમ પાળનાર જગતમાં નામના મેળવે છે. પુરાતન સમયમાં જે શુર, રાજા પ્રજામાં હતું તે નાશ થવાનું કારણ પણ એજ છે. આપણા પરોપકારી પુરાણ અને ઈતિહાસીક વિષય તપાસીએ ત્યારે સાફ માલમ પડે છે કે રજપુત સ્ત્રીઓ પોતાના પ્રાણ ત્યાગવા તત્પર થઈને પણ પોતાના પતિવ્રતની રક્ષા કરી છે. આ કાંઈ થોડી ખુશીની વાત નથી એતો ખરૂં છે કે જે સ્ત્રી પોતાનું સત્ય રાખવા ખરેખર અંતઃકરણથી ધારણા રાખે છે તેને હજારો પુરૂષોમાં રાખો તો પણ તે મેરૂ પર્વતની જેમ પોતાની વૃત્તિ અલગ રાખશે. અને તેનાપર કોઈ પણ માઠી ધારણા રાખનાર ફાવી શકશે નહીં. અર્વાચીન કાળમાં સ્ત્રીઓમાં સત્ય રાજાઓમાં શુર અને પ્રજામાં નીતી હતી ત્યારે આધુનીક સમયમાં તેથી તદન ઉલટુંજ માલમ પડેછે. હાલના રાજા બળહીણ થઈ પરાધીનતા ભોગવે છે. રૈયતમાં નીતી અને વિદ્યા, બળ, સદ્ધર્મ, આદી લોપ થયાનું કારણ બાળલગ્ન. તેમજ સ્ત્રીઓ સત્યનો માર્ગ છોડી વ્યભીચારના ફંદામાં ફસી ગઈ છે. તેનો હેતુ અધુરી કેળવણી છે. સ્ત્રીઓને હાલ જે કેળવણી અપાયછે તે નીતીની નથી. પરંતુ બીન ઉપયોગી ભૂગોળ, ઈતીહાસની અપાય છે. અંત્રકચરા ભણતરથી ઉલટો અનર્થ થાયછે. સદેવંત સાવ-

ળીંગા, સુડાબોતેરી, આદી બીભત્સ વાર્તાઓ વાંચી દર પુરૂ-ષોપર ચીઠીઓ લખતાં શીખેછે. આ કરતાં તો આજથી આશરે પચાસ પોણુંસો વરસ પહેલાંની સ્ત્રીઓ કેજેને વિદ્યાની કંઈજ ગમ નહોતી પણ પોતાનું સત્ય, પતિની સેવા મર્યાદા સુદ્ધ મનથી વર્તવું એવા ગુણમાં ગરકાબ થએલી હતી પરંતુ હાલ તો સેંકડે નવાણું ટકા પોતે સ્વતંત્ર છે. એમ માની દુર્ગુણમાં ડુબી ગએલીઓ છે.

સ્ત્રીઓનું હૃદય નરમ હોય છે—તેમાં જે છાપ પડી તે ખસતી નથી સ્ત્રીઓને. બેસી. રહેવાનો. અને વિચાર કરવાનો વખત ઘણો મળે છે તેથી જો તેમનામાં નીતીની કેળવણીથી પોતાના પતિવ્રત માટે દ્રઢ વિચાર નથી થતો તો પછી સારાં સારાં વસ્ત્ર પહેરવાં, શ્રંગાર રસનાં ગીતો ગાવાં અને બારી ઝરૂખે બેસી. પર પુરૂષો સાંમે નીધા કરવી આ-વો તાના અધકચરા ભણતરનું સાર્થક ગણેછે. સ્વદેશી બંધુઓ. આપ સમજતા હશો કે કંન્યાશાળાઓ થતાં કંન્યાઓ. સુધરેછે. પરંતુ તે. આશા તમારે સ્વપ્નામાં પણ. નરાખવી. ઉલટો. દીનપર દીન બગાડો થતો જાયછે એમ ખાત્રીથી માનવું માટે સ્ત્રીને શું શીખવવું તે બાબત. નીર્ણય નહીં થાય ત્યાંસુધી આપણી સ્થિતીમા સુધારો થવાનો નથી.

સ્ત્રીઓ રત્નની ખાણછે તેમાંથી અનેક શુરવીરા ભગત આદી ઉતપન્ન થયાછે તેમજ તેજ સ્ત્રીઓના માટે મારામારી કરી મરાયાછે.

વાંચનાર સાહેબો. હું વિદ્વાન નથી તોપણ મેં નિશ્ચય

કર્યાછે કે બનતા સુધી સતી સ્ત્રીઓનાં નાટક કરી વાંચનારી આલમ હજુર મુકવા કે જેથી કાંઈક, પણ અસુર થવા સંભવછે. આ બાબતમાં કાંઈ વધારે લખી ગયો હોઊં તો. ક્ષમા કર શો.

આ પુસ્તક છપાવવાને. ઊતેજન આપવામાં મારા પરમ મીત્ર મી૦ છગનલાલ પુરૂષોતમદાસ કે જે રાજકોટ રાજકુમાર કોલેજના દાકતર છે. તેમણે અતીશ્રમ લીધો છે. માટે તેમનો. આ જગ્યાએ અંતઃકરણથી આભાર માનું છું.

આપુસ્તકમાં સીપાઈઓને. બોલવાની જે ભાષા છે. તે ગામડી હાલના. સીપાઈઓ જેવું બોલે છે. તેવીજ જાણીને દાખલ કરીછે.

આ પુસ્તક ધાર્યા કરતાં વધારે ઢીલ થઈછે. તેથી અગાઊ થએલ. ગ્રાહક ગ્રહસ્થો. પાસેથી ક્ષમા માગું છું.

આ પુસ્તક. બસો. પૃષ્ટનું કરવાનું હતું પરંતુ કેટલાક સદ્ગ્રહસ્થો તેમજ નાટકના અનુભવી. પુરૂષોનો એવો મત થયો કે આ વિષય ભજાવવાને. ઉત્તમછે. માટે ટુંકામાં અને ભજવી શકાય તેવી રીતે પડદાની ગોઠવણી કરી રચવો. માટે તે પ્રમાણે. કરવાથી ધાર્યા કરતાં પુસ્તક નાનુ થયું છે. માટે ગ્રાહક ગ્રહસ્થોની પાસેથી માફી માગી લઊંછે.

ભાવનગર. તુળજારામ રણછોડ, પંડ્યા.



## सुबुद्धि सत्यदर्शक

### उर्फे

## सती सुलोचना.

### अंक १ लो.

### પાત્ર.

સુત્રધાર.....................નાટકનો ભજાવનાર.

નટી........................તેની સ્ત્રી.

વિદુષક....................તેનો સહાયક રંગલો.

નંદસેન....................રાજા.

મધુમુખી.................તેની રાણી.

સુશીળા...................તેની દાસી.

અભેસિંહજી<br>માનસિંહજી<br>સુરસિંહજી } ........જાગીરદાર સરદારો.

વૈલોચન..................નંદસેનનો પ્રધાન.

સુલોચના..................તેની સ્ત્રી.

કમળા......................તેની દાસી.

આદી નાગરીક લોકો–શેઠીઆ–સીપાઇઓ–માલી વીગેરે.

# सुबूद्धि सत्यदर्शक नाटक.

## उर्फे

# सति सुलोचना.

---

### મંગળા ચરણ.

**સર્વપાત્રો સાથે**—( રાગ શાંમ કલ્યાણ.

વંદીએ જોડીને હાથ નાથ નિર્વીકારી;
કૃપા કરો કૃપાળ નમીએ ન્યાય ધારી. ટેક.
સમતિ આપ પાપ જન્મ સફળ કારી;
સદા કાળ દ્રષ્ટિ કરી થાઓ સાહ્યકારી. વંદીએ.
આશ્રય છો એક આપ રહ્યો ધારધારી;
અલ્પ મંદ બુદ્ધિ મુજ આપ લ્યો સુધારી. વંદીએ.
ચમત્કાર શક્તિ આપ જાઉં બલિહારી;
સૃષ્ટિ સૃજ્યા પુર્વ કર્યા પોષણ પધારી. વંદીએ.
દયા સિંધુ દીવ્ય જ્ઞાન આપ સુખકારી;
સદા સાહ્ય કરો પ્રભુ સનીધ્યે વધારી. વંદીએ.

**સુત્રધાર**—(પ્રવેશ કરીને) સુજ્ઞ સભાસદો આ સર્વેને અત્રે બિરાજેલા, જોઈને મને હૃદથી જાદે ખુશી પ્રાપ્ત થાય છે. આ વખતે હું સુબુદ્ધિ સત્ય દર્શક નાટક

ઉર્ફે સતી સુલોચના નામનું સતીનું નાટક ભજવી બતાવવાનો છું તેમાં સતી સુલોચનાએ પોતાનું પતી વ્રત કેવું કષ્ટ સહન કરી સાચવ્યું છે તેનો આબેહુબ ચિતાર આપી સૈજ્જનોનાં મંનરંજન કરવા મારો વિચાર છે. તેમાં કદાપી કાંઈ દોષ આવે તે બાબત ક્ષમા આપશો, એવી આશા છે.

વિદુષક—( વિચીત્ર ચાળા કરતાં જોનારા સામું જોઈને ) ( સુત્રધારને )અલ્યા તું બડો જાદુગર દેખાય છે. નહીં તો આટલાં બધાં માણસો ફક્ત તારામાં સામું જોઈ જેમ ગોવાળને બકરાં વશ થાય તેમ તારે વશ થઈ બેઠા છે. મારીપર જાદુ નાંખીશ માં હુંતો ભાગી જાઉં ( દોડે છે )

સુત્રધાર—આલ્યા તું કોણ છે તે તો કહે. આ તારો વેશ આકૃતી, અને ભાષણ જોઈ મને અચંબો લાગે છે માટે તારૂં નામ દે.

વિદુષક—છેટે રહે. મને જાદુ વળગશે, આ ગુલાબના ફુલ જેવું શરીર છે તે બગડી જાશે, નામ દઈ શું તારી સાથે મારે વિવાહ કરવો છે?

સુત્રધાર—અલ્યા આડા બોલો દેખાય છે? પાંશરો જવાબ દે આંહી તુંને ફાયદો થશે?

વિદુષક—પણ આ બધાને તેં માટીનાં પુતળા બનાવી વશ કર્યા છે તેમ મને કરી દેતો પછી મારાં છોકરાં ઘણા દી કાઢે અને લુગડાં ફાડી ચીંથરા કરે આ-

થી રીતે બિચારાં હેરાન થાય?

**સુત્રધાર**—ખરેખર તારી વાણી વિચીત્ર છે. માટે અમે આ-આરંભેલા કામમાં તું મદદગાર થઈ પડીશ, માટે કેમ આંહી રહીશ.

**વિદુષક**—(મોટેથી) પણ લાડુને બાંન્ડી દઈશ. દુખ આપું તે સહીશ. જે આપું તે લઈશ. હું કહું તે કરીશ.

**સુત્રધાર**—હવે તારી કુથલી મુંકી દે જો મારૂં નામ સુત્ર-ધાર નાટક ભજાવનાર છે તે હુ આંહી મારી કા-મગીરી બજાવુંછું તારૂં નામ શું છે?

**વિદુષક**—મારૂં નામ, રગલો, જંગલો વિદુષક, સમયસુચક, વેણપુચક બોલ તારે શું કામ કરવું છે.

**સુત્રધાર**—ભાઈ જો આંહી એક સતીના સત્યનો ખરો ચિતા-ર આપવાનો છે.

**વિદુષક**—મને સંક્ષેપ કહી જા એટલે હું મોઢે કરી લઉં.

**સુત્રધાર**—સાંભળ પહેલા અંકમાં રાજાનંદ સેન નગરચર્ચા જો-વા નીકળતાં રાત્રે જંગલમાં જઈ ચડે છે. ત્યાં પ્ર-ધાનની સ્ત્રી સુલોચનાનાં વસ્ત્ર ધોબી ધુવે છે તે. રાજા જાય છે. અને તેની કીર્ત્તી સાંભળી આશક થાય છે તેથી પ્રધાનને કચેરી બરી બહાર કાઢે છે.

બીજા અંકમાં પ્રધાન બહાર જાય છે તેથી તેનીસ્ત્રી સુલોચના બહુ દીલગીર થાય છે. પછી રાજા પ્રધાનના ઘ-રમાં આવી તેને લલ ચાવે છે પણ સુલોચના પ્રાણ આ-વવા તત્પર થઈ રાજાને ધિક્કાર આપી કાઢે છે અને રાજા સતી પાસે માફ માગે છે.

ત્રીજા અંકમાં પ્રધાન મુસાફરીએથી આવે છે ત્યાં તેના દરવાને રાજાને અંદર દાખલ કરતી વખત નિશાનીમાં કુંડળ અને શાલ લીધેલ છે તે ધારણ કરી દરવાજે બેઠો છે. પ્રધાન આવતાં પુછપર છકરી એટલે. રાજા પોતાના ઘરમાં આવ્યો જાણી ગુસે થઇ. પોતાની સ્ત્રીને ધીટકાર આપી જુદા ગ્રહમાં રાખે છે. પ્રધાન આવેર રાખી એક બાગમાં રાજાનંદકસેનને લઇજઇ મારી નાંખી દાટે છે તે માલી દેખે છે.

ચોથા અંકમાં રાજાની સોધ થાય છે. માળી રાણીને જાહેર કરે છે એટલે પ્રધાનને કેદ કરે છે.

પાંચમાં અંકમાં રાજાનો કુંવર કામનો તપાસ કરી પ્રધાનને ફાંસીનો ઠરાવ કરે છે. સુલોચનાને ખબર પડતાં દેવ સહાય માગતાં આકાશવાણી થાય છે. અને ફાંસીપર જઇ ગુજરેલ રાજાને સજીવંન કરે છે અને સતિનો જય થાય છે.

**વિદુષક**—આમાં તો બડી મજા પડવાની બંદા આવાંજ કામ શોધે છે પણ જો ભાઈ ખુબ લાડું ને બાંન્ડી આપવાં પડશે હો.

**સુત્રધાર**—( જોઈને ) હવે ગડબડ મુક જો મારી પ્યારી આવેછે.

**વિદુષક**—( ખુશીથઈ ) તારી પ્યારી ત્યારે મારી શું દુષ્મન છે. બધાની પ્યારી પણ એલા તેના બીએ છે ખરો ? હુંતો મારી સામું બોલે તો ગુંદપાક ખવરાવું.

**સુત્રધાર**—લે હવે ગડબડ મુક ને, એલ. ફૂલ. બોલમાં ( નટીને ) નટી.

**નટી**—પ્રાણનાથ શીઆજ્ઞા છે. ?

**વિદુષક**—( સ્વગત ) રાગતો ભેંશના ભાઈ જેવો લાગે છે. અને વળી પ્યારી ?

**સુત્રધાર**—આ સુજ્ઞ સભાસદો પાસે આપણે ભજવી ભજાવવા ધારેલા વિષયપર એક અત્યંત રસયુક્ત અને સ્રે.-રસ ગાયનગાઈ સર્વનાં મંનરંજન કરો.

**વિદુષક**—( સ્વગત ) તે આવી સારથીજ બધાંનાં મંનરજન થયાં છે જોને બધાનાં મોઢાં.

**નટી**—આજ્ઞા સ્વામીનાથ.

(રાગ હોરી.)

સતિ વિના પૃથ્વી આસુની, જાણોછો જગદાધાર ટેક
સતિ નહોએ આ અવનીપર, માગ્યા નવ રસે મેહ;
શેશન ભાર ધરે આધરાનો, જીવ વિના જેવી દેહ. સતિ.
સતિના સત્યથી સાચ જગતમાં, સતિથી શાહનો ગર્મ;
વાણ વિશ્વાસે ચાલે જગતમાં, ધારી રહ્યા સૌ ધર્મ. સતિ.
સતિથી જગમાં પ્રગટે સુરત્ન, સતિથી સુર્ય પ્રકાશ;
સતિ જો સાચવે સત્ય પોતાનું, નવ નડે જમનો પાશ. સતિ.
સતિ થાઓ સૌ ભાર્ત ભુમીમાં પાકે પુરૂષ સૌ વીર;
અસલ શુર આવે આધરામાં, સાભળો જન ધરી ધીર સતિ.

**સુત્રધાર**—વાહ વાહ તમારી ચાતુરી આ બેહુબ સતિ વર્ણન કર્યું.

**વિદુષક**—વરને કોણ વખાણે કે વરનો બાપ પણ અમને હું વખાણતો નથી અને મારી પાસે હજી ૭ માસ તાલમ લેવી જોઇએ.

# પ્રવેશ ૧ લો.

## સ્થલ પ્રધાનનું ઘર

**પાત્રો** સુલોચના, દાસી, પ્રધાન વૈલોચન વીગેરે.

**સુલોચના**—દાસી પ્રિય પતિને પધારવાનો વખત થવા આવ્યો છે માટે તેમના શ્રમ નિવારણાર્થે પુષ્પો વીગેરે સુગંધીક પદાર્થો તૈયાર કરી રાખ અને આરામ બીછાનું યોગ્ય જગ્યાએ ગોઠવ.

**કમળા**—બાઈ સાહેબ પુષ્પોની પેરવી કરી રાખી છે. તેના હાર અને ગજરા ગુંથવા બાકી છે. આરામ બીછાનું લઈ આવી દ્રાક્ષ મંડપ નીચે હમણાં રાખુંછું.

**સુલોચના**—દાસી પુષ્પો મને આપ, આજ પ્રાણનાથને સારૂ હું પોતે આનંદથી આભૂષણો બનાવીશ પછી તું બીછાનું લેવા જા. (દાસી પુષ્પો આપી મહેલમાંથી આરામ બીછાનું ગોઠવી પોતાની બાઈના કામમાં સામેલ થાયછે.)

**કમળા**—આહા આપણો ગ્રહ બાગ કે જે આપે ખાસ અથાગ શ્રમ લઈ ઊછેર્યો છે તે શું ખુબી તેની રચના, અંદરના પુષ્પો, ઠંડી હવા આદી ગુણો બેશક બેસનારનું મન આનંદ પામેછે.

**સુલોચના**—દાસી સદગુણી ભાર્યાઓની ફરજ છે કે પતી સેવા અને વિદ્યાભ્યાસમાંથી વખત બચાવી ગ્રહ-

સુધારામાં વાપરવો. સાંભળ હું બાગનું વર્ણનકરૂં છું.

**રાગ દીંડી.**

બન્યો બાગનો બનાવ દાસી ભારે
નિર્ખી નયન ત્રપ્ત થાય છે આ વારે
સુગંધ યુક્ત પવન પ્રસરે છે જ્યારે. બન્યો૦
કરેણુ કદળી કાંબ કેળા ને કુસુંમ
કેવો કેવડો સુવાસી આદી અન્બ
આંબો અંબખાંસ શોભે દીન સારે. બન્યો૦
મોહ્યું મોગરો ને માલતી જોઈ મંન
લવીંગ લીંબુ જોઈ હર્ષ પામે તંન
દ્રાક્ષ દેખી મંન ધીર નવ ધારે. બન્યો૦
શતરા શેતુર ચંબેલી જુઓ સારી
જુઈ જાઇ જાંબુ ઝુમી રહ્યા ભારી
નમી નાળીએરી ઉભી એક આરે બન્યો૦

**કમળા**—(સાંભળીને) બાઈ સાહેબ કવિત્વ શક્તિમાં આપની કળા કમી નથી આહા! સાંભળતાંજ શરીરે શાન્તિ થાય છે.

**સુલોચના**—(ઘડીઆળ જોઈ) અરે પાંચ ઉપરતો પચીસ મિનિટ થઇ ગઈ પ્રાણપતિને પધારવાનો પુરો વખત થયા છતાં કેમ વાર થઈ?

**કમળા**—આપ જાણોછો. કે માહારાજાએ પ્રિતીભાવ અને પુર્ણ વિશ્વાસથી પોતાપરનો તમામ બોજો પ્રધાનજીપર નાંખ્યો છે.

**સુલોચના**—સત્ય છે દાસી હું પણ જાણું છું કે પ્રાણનાથને પળવારની ફુરસદ નથી પરંતુ મારાં અધીરાં લોચન પ્રાણપતિનું મુખ નિહાળવાને આતુર બની જાયછે દસથી પાંચસુધીતો વિયોગનોજ વખત છે પરંતુ ઉપરાંતનો સમય દુખકારી દેખાય છે. આહા! પીયુના પ્રેમભાવની બલિહારી છે.

**રાગ બીહાગ ગજલ.**

સુણુરે સખી પિયુ પ્રેમ વિનાછે નારીને ધિક્કાર. ટેક.
ધિક્ક આં મંદિર ધિક્ક બગીચા સર્વ શ્રંગાર. સુણુરે૦
પિયુ પાસ પત્નિ સુ શોભે, (જેમ) રહે રોહણી ચંદ્રની પાસ;
પિયુ મુખ વિમુખ વનિતા રહે, જાણું જીંદગી ધિક્કાર. સુ૦
સુખમાં નરાચો સર્વકો, દુ:ખમાં ન બાળો દેહ;
સદય સ્વામિની શેવા કરો, હૃદય ધરીને નેહ. સુ૦
પ્રભુ સમ માનો પ્રાણપતીને, અન્ય દેવ અદ્રશ્ય;
લ્યો મુર્તિ મનોહર મંનમાં, જગમાં જણાવો જસ. સુ૦

**કમળા**—બાઈ સાહેબ આપની અલૌકિક સ્વામિની ભક્તિની તારીફ મારાથી થઈ શકતી નથી. રાત્ર દીન એજ રટણ ખરેખર જન્મનું સાર્થક તેજ છે

**સુલોચના**—(જોઈને) દાસી પ્રાણનાથ પધાર્યા આ તરફ આવે છે.

( વૈરોચન પ્રવેશ કરી ખુરશીપર બેસે છે.

**વૈરોચન**—પ્રિયા અચ્છી આનંદ યુક્ત તૈયારી કરી રાખી છે.

**સુલોચના**—( ફુલહાર પેરાવી તથા ગજરો આપી નમનથી ) સ્વામીનાથ શીરછત્રની જુદાઈનો અસહ્ય તાપ સહણ

ફરી દીવસો ગુજારવા તે વિકટ વેદના છે
આપ અહોનિશ સાથે બીરાજો છો છતાં નિમીષ
વિયોગ કોટી યુગ સમ જણાય છે.

## રાગ.

વસો સદા પાસ પિયુ વસો સદા પાસ;
પ્રેમ કેરા પ્યાસી મારા વસો સદા વાસ. ટેક.
જુદાઈનો જોગ જોઈ મન પામું ત્રાસ.
ક્ષણું સુની રાખો તમે જાણું એક માસ. વસોસદા.
ઈષ્ટ દેવ સમા પુજા કરૂં રહી પાસ,
ખાંતેથી ભોજન ભલાં ધરૂં રહી ખાસ. વસોસદા.

**ચૈલોચન**—પ્રિયા તારો પ્રેમ નિર્મળ છે. મંદિરમાં પ્રવેશ કર્યો
કે તારો મુખ પ્રકાશ મનોહર જણાય છે. અને
તારી શેવા મને શાંન્તી ઉપજાવે છે.

## રાગ સીયાનો કનરો.

તારૂણી તુજથી ત્રમ હું પામ્યો, અસહ્ય ભાર સંસારનો વામ્યો. ટેક.
શશિવદની તુજ શી ચતુરાઈ,
જન્મ સફળ મુજ છો સુખદાઈ. તારૂણી.
સ્ત્રિ રત્ન સુંદર પડયું મુજ હાથે,
પૂર્ણ કૃપા પ્રભુની મમ માથે. તારૂણી.
હૃદય રંજનમાં તુજ બલિહારી;
તંન શ્રમ તાપ નિવારે તું નારી. તારૂણી.
વનિતા તારૂ વદન મનોહર

ગાત્ર સુકોમળ ઝળકે છે નુર. તારૂણી.
મૃગલોચની તુજ ગુણ શું ગાળી,
અધરામૃતથી ત્રપ્ત ન થાઉં. તારૂણી.

**સુલોચના**—પ્રાણનાથ એટલા ઉચ્ચ માંનને યોગ્ય આપના દીન દાસી નથી ભાગ્યશાળી સ્ત્રિઓને જ પતિ શેવાનો લાભ મળે છે અને તેમાંજ તેનુ શ્રેય સમાએલું છે.

રાગ ઉપરનો.

અર્ધંગના છું પતી આપની હું,
શરીર છાંયા ગણુંને ગણાઉ. ટેક.
ક્ષણ એક ન્યારા મમ પ્રાણ પ્યારા,
રાચે ન રાત્રી વિન ચંદ્ર તારા. અર્ધા.
ગ્રહ કાર્યભાર સ્ત્રિનો ગણાએ,
સ્ત્રિ ચાતુરી સૌ ગ્રહમાં જણાએ. અર્ધા.
અંગે શિથિળ થઇ આવો અવારે,
કરૂં હું તત્પર પ્રિયને પ્રયાસે. અર્ધા.

**વૈલોચન**—પ્રિયા ધન્ય છે. તારા માત પીતાને કે આવું અગણીત સુલ્યનું મોતી તેમની કુખે પ્રગટ થયું છે. તારાં મૃદુ વાક્યેજ અમૃતનો ગુણ ગ્રહણ કર્યો છે. પ્રભુનો આભાર માનું છું કે તુજ સમાન કુળવતી કામનીનો કર્મસંયોગ મને થયો છે.

**વિદૂષક**—(સાંભળીને સ્વગત) આ બિચારાં ક્યારનાં રોઠ મરે છે પણ આરો આવતો નથી પણ જાણતાં નથી કે

તમારૂં સુખ તો મારા હિસાબમાં મોટા પાણા બારએ નથી. આ બંદાની અર્ધાંગનાં વિયોગમાં મહા દુખી થતી હશે. બંદાને છેટેથી આવતા દેખ્યા કે ગીરી પુષ્પ સમ વચન વદતી. મારા નામના મરશીયા ગાતીગાતી સામે આવશે પછી ત્યાં છુંયાઆનું યુદ્ધ શરૂ થશે. એ એટલો કે દરેકને શરીરે મણમણ ભાર તોળી લ્યો. કો હવે આમાં કોને સુખ વધારે પણ બંદા તો ઘરમાં થોડુ વસે મફત ખાવું ને મસીદે સુવું.

**કમળા**—બાઈ સાહેબ ભોજનની તૈયારી છે. પધારશો ?

**સુલોચના**—પ્રાણનાથજીની મરજી.

**વલોચન**—ખુશીથી ચાલો.

( સરવે જાય છે. )



## પ્રવેશ ૨ જો.

**સ્થળ રસ્તો—રાજા નગરચર્ચા જોઈ દરવાજે બેસે છે.**

**પાત્રો—રાજા નંદસેન.**

**નંદસેન**—( સ્વગત ) અરે બફારે બફાઈ મુવા આંહી કેવો થંડો સિંમિત પવન લાગે છે. લે જરાવાર બેસું. આહા આ ગુપ્ત વેશ ધરણ કરી ગલી ગલી ફરયો તો સર્વ ઠેકાણે શાંન્તી પ્રસરેલી છે. કાળ રાત્રીના બે પોહોર પલાયન થવા લાગો છે ભયંકર રાત્રીનો ભરપુર અમલ બેઠો છે

ચંદ્રમાની સ્વારી ઉપડી ગઈ લાગે છે. માત્ર ચુવડ ચીબડીનો કઠોર શબ્દ કાને પડે છે. ચોર અને છીનાળું કરનાર જે આ વખત અનુકુળ, ભુતપ્રેત આદી મલીન પ્રાણીઓને પોતાની પેરવી લડાવાનો આ સમય ગણાય છે આ વખતે ખરેખર સદગુણ નાશ પામે છે અને ગુણ ઘડી ગણે છે. ખરેખર ભયંકર વખત તો ખરો પરંતુ શુરા નંદસેન પાસે કોનું ચાલે. આહા ઈશ્વર તારી ગહનગતી છે. જે શેહેરમાં દીવસે તલપુર પગ દેવા જગ્યા ન મળે ત્યાં અત્યારે માણુસ તો શું પરંતુ પશું પક્ષી પણ નજરે પડતું નથી જાણે કોઈ દુષ્ટ રાક્ષસે શેહેરનો પરાજ્ય કર્યો નહોય ? જે દુકાનોમાં હજારો ગ્રાહક હાજર થઈ ઉભાં હોય ત્યાં તાળા શીવાય નજરે પડતું નથી, પશુ પક્ષી આનંદથી કોળાહળ કરી મુકે તોપણ પોતાને સ્થાનકે શુન્ય થઈ પડયાં છે જે જગ્યાએ ભયનો ભંગ થવાનો સંભવ તે જગ્યા ભય ઉત્પન્ન કરનારી ભાસે છે. મંદીરોમાં કોઈકોઈ જગ્યાએ ઝાંખી રોશની જણાય છે. જે પુરૂષો દીવસના અથાગ ઉદ્યમ કરી જરાવાર વિશ્રાંતી લેતા નથી તે અત્યારે કેવા લોથપોથ થઈ પડયા છે. સ્ત્રીઓ કે જે ગ્રહકાર્ય તથા છોકરાના વીટબણાથી થાકી ગએલ તે સરવેને નીંદ્રા દેવીએ પોતાને સ્વાધીન કરી લીધેલ છે. ( નીચું જોઈ ) અરે આ અંધકાર શો ? હવે તો વીજળી ને કડાકા થાય છે. આહા આતો વરસાદ પડવા માંડયો. ચાલો હવે ગેર જઈએ. ( આવે નજર કરીને ) આહા છેટે નજર કરતાં . વી.

જ્યોતના પ્રકાશથી નદીનું પાણી, સ્મશાનમાંના હાડકાના ઢગલા આદી નજરે પડે છે આહા આ કેવા ભયંકર કડાકા અને પવનનો સુસવાટ જગત્તને પાયમાલ કરવા ધારે છે શું ? ઝાડે ઝાડ અથડાય છે અને પ્રલયસમ ભયંકર દેખાવ મચી રહયો છે. આહા મશાણમાં તો ભડકા બાળુનું અને કંશારી અને દેડકાનો બે સુરો અવાજ કાનને બેહેર મારે તેવો છે. આહા આ શું ચમત્કાર આવી રાત્રે અને આવી જગ્યાએ નદીમાં કોઈ લુગડાં ધુવે છે ખરેખર ભુત હશે. હવે તો ઉભા ન રહેવું ( જવા માડે છે.) પણ શુરા ક્ષત્રીને આ ઘટે નહીં આ દેખાવ જોઈને ભાગવું. ધિક્કારજ મારા દેહને અરે મન હીંમત પકડ અને ત્યાં જઈ. પુછું તો ખરો કે કોણ છે પછી ગમે તે થાય. ( તરવાર ઉગામી કરી નદી તરફ જાય છે ) અરે કોઈ ધોબી ભુત થયો લાગે છે હવે છેટે નથી લે તેને બોલાવી જોઉં.

**રાજા**—અરે આ ભયાનક અંધારી ઘોર રાત્રે તું ધોવા આવનાર કોણ દેવ, મનુષ્ય કે ભુત છે તે મને જલદી કહે.

**ધોબી**—( બીતાં સ્વગત ) અરે આ અચાનક સ્વરાંતર શું ? કોઇ—શુરો થયો લાગે છે. પણ હીંમત રાખી જવાબ દેવો. ( પ્રકાશ ) લુગડાં ધોનાર કોણ હોય તે તમે નથી જાણતા કે પુછોછો ? તમે આવી અંધારી રાત્રે આવનાર પિશાચ—રાક્ષસ કે જંન કોણ છો ચાલ્યા જાઓ મારજ હું બીવાનો નથી.

**નંદસેન**—(સ્વગત) અરે આતો મને ભુત માંને છે હું ગમે તે હું પરંતુ તુ કોણ છે તે મને કહે મારા નામની તારે જરૂર નથી.

**ધોબી**—ત્યારે મારે ક્યાં તારી સાથે સગપણ બાંધવું છે. જાને તારે મારગે ખાલી ખોટી કર માં સવાર થઇ તો અધુરૂં કામ મુંકી ભાગવું પડશે—નીરાંતે કામ કરતા હતા ત્યાં આ બલા ક્યાં વળગી,

**રાજા**—(ગુસામાં) અરે મુર્ખ આજીજી કરતાં પણ માનતો નથી જલદી નામ પ્રગટ કર નહીંતો મલીન માની ધડથી શીશ જુદું કરીશ.

**ધોબી**—અરે તારા જેવા તો આંહી ખાણું લાખ આવી ગયા છે. એમ બીહીએ તો આમ અર્ધ રાત્રે ધોવા અવાય નહીં હવે જાજી પતરાજી કરીશ તો આ પાણો મુંકીશના તે રંગાઇ જાઇશ ચુપ ચુપ ચાલ્યોજા ભુતના કાકા આંહી બીવાના નથી.

**નંદસેન**—(સ્વગત) અરે એમ માનશે નહીં માટે તીર ચડાવું (ચડાવીને) (પ્રકાશ) અરે ચંડાળ જોજે હવે શુરા ક્ષત્રી નંદસેનના હાથ, અબ ઘડી પરલોકમાં પોચાડું છું.

**ધોબી**—(પોતાના રાજાનું નામ સાંભળીને) માહારાજ ક્ષમાક્ષમા એતો હું આપનો ધોબી ધમલો છું કૃપાનાથ મારામાં ભુલ આવી કે અપમાન કર્યું માફ કરો અંનદાતા છેટેથી ઓળખાણુ પડી નહીં

**નંદસેન**—ચિંતા નહીં ધમલા તેં મને ઓળખીને અનાદર કર્યો નથી વળી તું આમ હીંમત ન રાખેતો હ-જારો હરામખોરો તુંને દબાવી મારે રંગ છે તારી છાતીને પરંતુ મને અચંબો થાય છે કે આ વખત વસ્ત્ર ધોવાનો નહીં છતાં અંધારી રાત્રે આવવાનું શું પ્રયોજન છે?

**ધોબી**—માહારાજ હું ખાસ કારણથી હમેશા અ-ત્યારેજ આવું છું તેનું કારણ કૃપાનાથ કહેવા જેવું નથી અને આપે પુછવું પણ નહીં

**નંદસેન**—ધમલા આમ મને વિસ્મય પમાડ માં સાંભળ્યા વીના હું જવાનો નથી ગુપ્ત રાખવા જેવું હશે તો હું પણ ગુપ્તજ રાખીશ.

**ધોબી**—

## રાગ ઈંદ્રિ સભા.

નૃપતી નમનથી કહું સુણોને મારા સ્યામ,
આવું અહરનીશ અહીં ન લેવરાવો નામ.
આજ્ઞા આપની ઉલંઘન કરૂં કેમ કૃપાળ,
વિષમ છે વૃતાંત સુણી થશો હેરાન હાલ.

**નંદસેન**—અરે એવું શું કારણ છે? ત્યારે તો મારે અવસ્ય સાંભળવું.

## રાગ ગીતી.

રાજી રજક કરીશ હું, સત્ય કથા જો વદીશ તુજ વદને
જુઠું કહેતાં જડશે, શીક્ષા સારી સહીશ તુજ સદને.

**ચોબી**—(સ્વગત) હાય હાય ખરાબી થઇ. સુલોચનાની વાત કહેતાં રાજાને મોહ લાગશે તો સતીનું શું થશે? અરે શાસ્ત્રમાં રાજહઠ કહેલ છે તે ખોટું નથી હવે જીકર કરતાં નુકશાન છે રાજા છે તો જ્ઞાની પરંતુ આજ સઘળું ઉઘાડું પડવાનું (પ્રકાશ) મહારાજ સાંભળો.

**રાગ ભરથરી.**

સુણોરે રાજા સાચું કહું નથી મનડામાં મેલજી;
તમારા પ્રધાનની તારૂણી ફુલી ફુલડાની વેલજી. સુણો.
ઉર્વસી તેની આગળે નહીં લેશ સમાનજી;
રૂપગુણ રંભા સરીખડી દેવી સાક્ષાત માનજી. સુણ.
મૃગનયનીને ચંદ્રમુખી ચાલે હંસની ચાલજી;
નજરે જોતાં મુનીવર ચળે ભુલે બ્રંમાજી ભાનજી સુણો.
ચીર સુવસ્ત્રજ તેહનાં લાવું ધોવાને કાજજી;
તેના પરીમળના પ્રેમથી મધુકર કરે હેરાનજી. સુણો
નદીએ આવું છું નિશા સમે, સુખે ધોઈ જાઉં ધામજી.
દીવસે દેખે જંન જાહરે ભુલે શરીરનું ભાનજી. સુણો.

**નંદસેન**—(સ્તબ્ધ બની જઈ, પાછળથી શુધીમાં આવતાં) આહાહાહા ખરેખર આ સુવનમાં વાસના પ્રસરી રહી છે તે રમણીય રંભાના પરીમળનીજ હશે અને તેજ તારા સાચા શબ્દોની ખાત્રી આપે છે. ધમલા દેવાંગનાનાં વસ્ત્રો ધોવાનો બરાબર આ સમય છે. નહીંતો કૈક પુરૂષો કામનું કષ્ટ વેઠી દેહ ત્યાગ કરે (સ્વગત) અરે પુન્યશાળી અને પ્રતાપી પ્રધાન તું પુર્ણ ભાગ્યશાળી કે આ

વી મનોહર અને દેવાંશી મુર્તી તુંને મળી પણ રખે. તે જગત કર્તાએ મારીજ સારૂ સરજી હસે પરંતુ બ્રહ્માની ભુલથી પ્રધાનને પ્રાપ્ત થઈ હોય તો તે ભુલ સુધારવાની આપણામાં ક્યાં કમી શક્તિ છે અરે એવી મનોહર મુર્તીને મલ્યા વીના રાજ સુખ ક્યાં કામનુ અરે એવી સુંદર સ્ત્રીનો જેણે સ્પર્શ કર્યો નથી ત્યાં સુધી શાંતી શેની?

**ઘાણી**—(રાજાને કામાંધ જોઈ સ્વગત) ખરેખર રાજાની વૃતી બદલાણી હવે ફળ સારૂં નીકળનારૂં નથી (પ્રકાશ) માહારાજ હું વિદ્વાન નથી પરંતુ હું નવરાશના વખતમાં ઘણાં શાસ્ત્રોનું સ્ત્રવણ કરૂંછું અને અનુભવ મેળવ્યો છે કૃપાનાથ કામ દુષ્ટ વિકારી છે. અને તેણે ત્રીપુરારી, ઈંદ્ર આદી દેવને શ્રાપ યુક્ત કરી કષ્ટ સહન કરાવ્યું છે. માહારાજ જરા જ્ઞાન દ્રષ્ટિએ જુઓ. સ્ત્રી તો મોહ પમાડનાર રાક્ષસી છે તેના પંજામાં ફસી હજારો પાયમાલ થઈ ગયા છે. માહારાજ એક શ્લોક સાંભળો.

दर्शनात्‌हरतेच्चिमं स्पर्शनात्‌हरतेबलं
संभोगात्‌हरतेविर्यं नारीप्रत्यक्षराक्षसी

માહારાજ હું આપને શિખામણ દેવાને યોગ્ય નથી તોપણ અરજ કરૂછું કે જ્ઞાન અને દીર્ઘ દ્રષ્ટિથી મોહને શાંન્ત પમાડો જેને સ્ત્રીના મોહનો અંકુર પ્રગટ થયો છે. તે ગ્નાન, સાન, ભાન, મર્યાદ, ધર્મ સૌ ભુલી જાય.

**નંદસેન**—શાંન્ત થા ભાઈ, હું સર્વ જાણુંછું કે હવે

રામરામ છે. હું જાઊંછું ( જતાં જતાં રસ્તામાં ) આહા મારી બીજી ક્યાં ગઈ, મારા વિચાર શુભ થયા, અરે હ-મણાં હું કુદરતનું વર્ણન કરતો હતો અને એટલી વારમાં શું થઇ ગયું અરે મને રસ્તો પણ સૂઝતો નથી, પગમાં જોર નથી છાતીમાં ધબકારા થાય છે અને હું ગાંડો તો નથી થઈ ગયો ખરેખર મારૂં મન પરવશ થયું ચાલ હવે ગહેલ નજદીક આવ્યો. એટલે સુઈ જાઊં અને આનો ઉપાય શોધી લાવું.

( મહેલમાં જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થલ રાજ મહેલમાંનું શયન ગ્રહ.

**પાત્રો—**રાણી મધુમુખી અને પાછળથી રાજા નંદસેન.

**મધુમુખી—**(રાજાને આવતા જોઈને નમનથી ) પ્રાણનાથ સવાર પડવા આવી છતાં બહારજ બિરાજો છો હમેશના ઉજાગરા શરીરને અભીત કરી નાંખશે. કૃપાનાથ હું એક પુરી નીંદ્રા કરીને ઉઠી અને જોયું તો આપ પધાર્યા નથી એટલે બેઠી રાહ જોઊંછું સ્વામીનાથ શું આપના રાજ્યમાં પ્રમાણીક અને વિશ્વાસુ નોકરોની ખોટ છે કે આપ પંડે પુરમાં પરવરી જુદી જુદી જાતના વેશ ગ્રહણ કરી ગલી ગલી ફરો છો? રાજ દેહીથી તે કેટલું

કષ્ટ સહન થાએ વળી સવારથી સાંજસુધી કચેરીમાં કામ જરાવાર મધ્યાને પણ વિશ્રાંતી નહીં તો જમવા બેસવાની તો ફુરસદ શેનીજ હોય.

**નંદસેન**–પ્રિયાં સત્યછે. પરંતુ પંડે ફર્યા વીના રાજ્યનો રોફ રહેતો નથી રાંજ કેવું સુખ શાન્તિમાં આવી ગયુંછે ચોર ઠગારાનુ તો નામજ નથી, લશ્કર જાગ્રત રહેછે. જેથી કોઈ રાજ્ય સામે. ચડી આવવા હીંમત કરતું નથી વળી પંડે ફરવાથી અનુભવ વધારે થાયછે. પ્રજાના દુઃખ સુખની ખબર પડે છે. રાજા સુખે ખાઈ પીઈ રાત્ર દીંન મોજ શોકમાં દીવસો ગુજારે તે રાજા નહીં પણ.પશુ સમાન. પોતાના ઊદરનીજ ઈચ્છા રાખતો. આળસુ અજ્ઞાન પશુ ગણાય રાજ્ય કરવું અને શુળીપર નીંદ્રા કરવી બરાબરછે. પ્રિયા નોકરો સરવે સ્વાર્થીઆજ હોય, કચેરીમાં આવી આપણાં વખાણ કરે અને કીર્તી ગાય પરંતુ રૈયત કચરાઈ મરે તેનો લક્ષ લેવાય નહીં અરે હું તારા મહેલમાં રહી ગંમતમાં પડું તો નિર્દોષ પ્રજાની પીડા મારે કાંને પડે નહીં હું ગમે તેટલો હેરાન થાઊં છું પરંતુ મારી રૈયત રાજી અને સુખ ચેનમાં રહે છે તે તરફ જોતાં મારૂં કષ્ટ લેશમાત્ર નથી પ્રિયા જો હું આમ શ્રમ ન લઊં તો નોકરો પ્રજાને લુંટી ખાય અને નિર્ધન કરી મુકે તોબીચારા ખેડુ વેપારી શું પોતાનો ધંધો કરી રાજના ખજાનામાં ઊમેરો કરી શકે. (ધોબીની વાત યાદ આવ્યાથી નીસસા મુકે છે અને વિચારમાં ચાળા કરેછે.)

**મધુમુખી**—(વિસ્મય પામીને) સ્વામીનાથ આમ એશું શું કરોછો જુઓ આ બહાર ફુલવાનાં ફુળ અરે આમ નિશ્વાસ શું મુકો છો? આટલી ઉદાસીનું કારણ શું છે. (ઉભી થઇને).

**રાગ દેશની ખમાચ.**

સ્વામિ સુખના આધાર, કરો કાંઈ વિચાર;
નહીં જાણું લગાર, દુખી છો દીલમાં.
આમ ઊંડા નિશ્વાસ શું નાંખો ખરે. સ્વામી.
લોટો સેજ પલંગપર પ્રીત ધરી ઊરમાંહે ઉદાસીખરીજ ખરી;
કાંઈ કારણ જણાવો કૃપાજ કરી. સ્વામી.
દયાળુ દીસોછો વિચાર કરી, શ્વાસ જાય ધર્યો,તંન સુખી નહીં;
કહો ઈલાજ કરૂં પ્રભુ સત્ય ખરે. સ્વામી.
છે ચંચળ ગતી, આવી નોતી મતી,હતી ઉદાર વૃતી આપના દીલની
થઈ ભુલ ચુક તો ક્ષમાજ કરો. સ્વામી.

**નંદસેન**—[હુશીઆર થઈ ]પ્રિયા ગભરાઓમાં ].

**રાગ શિખરણી.**

સુણો સ્વામી મારી નથી નથી વિચારજ મન કહી;
નગર ચર્ચા નીર્ખી, અમથી ગતી મુજ આ થઈ.
હુંહું રામા રાણી, નથી નથીજ ચુક તુજમાં પડી,
અમો વેશે વનમાં અરણ્ય પરવતમાં આડી;

પ્રિયા અરણ્યમાં આજ જઈ શકો અંધકાર અને વૃષ્ટિ થતાં મસાણ આદી ભયંકર સ્થાનકો જોયાંસેનાં ભિન

ભિન્ન ચિન્હો ભડકા વીગરે કુદરતી બનાવ નજરે પડે છે ત્યારે ઉદાસી થઈ આવે છે.

**મધુમુખી**—ક્રપાનાથ હમેશના કરતાં આપની મનોવૃતિ જુદીજ છે સ્વામી અરણ્યમાં જવાનું શું કામ? ત્યાં તો કાંઈ ચર્ચા જોવાની નહોતી? પરંતુ આપ આમ સંદેહ નિવારણ કરોછો તો વધારે ભાંજગડ હું કરતી નથી.

**નંદસેન**—(સૂઈ જઈ) પ્રિયા હવે સૂઈ જાઓ હું પણ નીંદ્રા દેવીને આધીન થઊંછું.

**મધુમુખી**—પ્રિયપતી મેં તો બે પ્રહર પુરી નીંદ્રા નીરગમન કરી છે આપ સુખે પોટો આપની અમીત દેહની સેવના કરી શ્રમ શાન્તિ કરીશ. (પગ દાબે છે તથા પવન નાંખે છે) (સ્વગત) ખરેખર આજ કાંઈ સબળ કારણ જણાય છે નહીં તો આમ ઝબકે નહીં.

**નંદસેન**—(સ્વગત) આહા બીછાના પર પછાડા મારી મારી થાકી ગયો પરંતુ નીંદ્રા દેવીએ કૃપા કીધી નહીં હાં ઠીક હવે વિચાર સુઝ્યો ઇશ્વરે અંતે મનની ભાંગડ મટાડી નીવેડો આણ્યો આ રસ્તો બહુ સુગમ પડશે સુગમ પડશે સવારે. પ્રધાનને બોલાવી અશ્વ લેવાને બાને બહાર કાઢું પછી તેના ઘરમાં દાખલ થવું આહા જ્યારે હું મારી મન હરણ કરનાર માનની પાસે જઈ બેસીસ ત્યારે કેવો આનંદ થશે. અને આ વિચાર પારપડતાંજ હું કૃતાર્થ થઈશ ખરૂં સુખ તો એવી રંભાઓના રતી સુખ-

માંજ રહેલું છે. ત્યાં જાણી તો પછી ગમેતેમ કરી સમજાવી રાજી કરીશ. હવે નીરાંતે નીંદ્રા આવશે.

( સુઈ જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ રસ્તો.

**પાત્રો**—પ્રધાન વૈલોચન તથા વિદુષક રસ્તામાં મળે છે.

**વૈલોચન**—( વિદુષકને જોઈને ) ઓહો મીત્ર અત્યારે કયાં ચાલ્યા.

**વિદુષક**—મારે ગારવા તલ્લા અને સંભારવા અલ્લા ઘરે જઉં ત્યાં ખલ્લા અને ગળે વળગે બલ્લા કચેરી જાઉં ત્યાં હલ્લા અને ટાંટીઆ અલ્લા ફલ્લા તમને મળે દલ્લા અને તેથી ભરવા ગલ્લા તમે માણસ છો ભલ્લા.

**વૈલોચન**—તારા વીચીત્ર શબ્દો શીખામણ યુક્ત સાંભળી મને આનંદ થાય છે. કેમ આજ કચેરી જતાં કુશળ છે ના.

**વિદુષક**—( વેઢા ગણીને ) આડી ઉતરી બીલ્લીને વાત સાંભળશો ઢીલ્લી થશે ખટકો ખીલ્લી આજ કાંઈ નવી જુની સાંભળશો.

**વૈલોચન**—તારે મોઢે તો કોઈવાર સારા સમાચાર સાંભળવાજ નહીં ના ?

**વિદુષક**—મારૂં ખોટું માનતા હોતો ચાલો હું કચે-

રીમાં સાથે આવું ત્યાં અપાવજો ખાવું પછી ખુબ નાચું અને ગટકે પાણી પીવું અને મસીદે જઈ સુવું, પછી ઘરની શી ગરજ.

**વૈલોચન**—લે હવે જીકરમુક ચાલ કચેરીનો વખત થઇ જવા આવ્યો છે.

**વિદુષક**—મારે પણ મારી પ્રાણ પ્રિયાનો સમાગમ લેવાનો વખત થયો છે પણ બંદા તમારા જેવા પરતંત્ર નાથી. ઘેર જાશે એટલે છાણાના રોદા જેવો સુકલ રોટલો છાતીમાં મારે ના તે તમ જેવાને છ મહીના શેક કરવો પડે પણ બંદાને તો હેવા થઈ રહ્યા લ્યો ચાલો હવે.

( બંને કચેરીએ જાય છે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ કચેરી.

**પાત્રો**—નંદસેન વૈલોચન ખજાનચી સેનાધીપતી વિદુષક, છડીદાર પાછળથી કુળગોર પ્રવેશ કરે છે.

**નંદસેન**—પ્રધાનજી કાલ સાયંકાળે હું ફરવા ગયો હતો ત્યાં રસ્તે જતાં પ્રવાશી જનના ઘોડા જોયા તેથી મારૂં મન તેમાં લીન થઈ ગયું છે. આહા શું તેની સુંદરતા? તે ચંચળ અશ્વોનું મેં મોં માગ્યું દામ આપવા કહ્યું પણ માન્યું નહીં અને જબરજસ્તી કરૂં તો ધર્મનો ભંગ થાય તે અશ્વોમાંનો એક પણ હું આપણી અશ્વશાળામાં

જોતો નથી માટે તમે દેશોદેશ ફરી અતી ઊત્તમ અશ્વો લાવી મારી વીપત્તી દુર કરો જ્યાં સુધી તેવાજ અશ્વો હું જોઈશ નહીં ત્યાંસુધી મને ચેન પડનાર નથી માટે સત્વર મારા અંતઃકરણનો પરીતાપ મટાડો અને સાથે માણસ વાહન ખજાનો તમારી મરજી પ્રમાણે લઈને જાઓ.

**વૈરોચન**—(ઊભા થઈ નમનથી ) ખુદાવીંદ તાબેદાર તૈયાર છું કૃપાનાથ આટલો ખેદ શા સારૂ કરો છો. આપના પરીતાપનો ત્યાગ કરવામાં કાંઈ વીશેશ મુસ્કેલી નથી. આશા રાખું છું કે આપના પ્રતાપે ગમે તેવું કઠણ કામ હોય તોપણ ફેંસલ કરી આવું તો આ કામમાં પૈશા ખરચી જશ મેળવવો છે. તેમાં બહાદુરી કરવી નથી પરંતુ અંનદાતા વૃદ્ધ ગુરૂજીને બોલાવી મુહુર્ત પુછો કે નિર્વીઘ્ન કામ પાર પાડી આવું,

**નંદસેન** ચોપદાર જલ્દી જઈ ગુરૂજીને બોલાવી લાવ.

**છડીદાર** આગ્ના માહારાજ હમણાં લાવું છું

[ જાયછે. ]

[ થોડીવારે છડીદાર વૃદ્ધ ગુરૂજીને પ્રવેશ કરાવે છે ]

**વૃદ્ધગુરૂ** [ રાજાને જોઈ ]

## શ્લોક.

નયનાભીરામ નૃપતિ નિર્ખી સુ નયને આનંદ કંદ અભિવંદન સ્વસ્તિવચનં આધાર આમ જગત જીવન જાણું મૈ બ્રાહ્મણાદિ ગુણના પ્રણીપત્ય માનું.

હે રાજન હે ધર્મ રક્ષક ક્યા કારણસર મને આંહી બોલાવ્યો છે તે જલ્દી કહો.

**નંદસેન**—(નમીને) ગુરૂજી રાજ્યમાં રમણીય અશ્વો વીના અશ્વશાળા ઓપતી નથી તે પુરી પાડવા પ્રધાનજીને પરદેશ મોકલું છું માટે મુહુર્ત આપો.

**વૃદ્ધ ગુરૂ**—(ટીપણું જોઇ વેઢા ગણી)

રાગ કેરબો.

નથી મુરત મારા નાથ, દીન આઠ માંહીરે, ટેક.
પ્રશ્ને પૃથ્વિપતિ પડયોછે, સ્થાન આઠની માંહી;
રાહુ બળથી રહયો બારમે, શનીશ્ચરની સાથ. નથી મુરત૦
ચંદ્ર પડયો છે મર્ણ સ્થાનકે, જન્મે જીવ પ્રમાણ,
આ મુરતમાં જે કો જાશે, થાશે નિશ્ચે હાણ. નથી મુરત૦
માટે બંધ કરોને જાવું, અષ્ટ દીન આ વાર,
પછી મોકલો પ્રીત કરીને, ફતેહ કામ નીરધાર. નથી મુ૦

**નંદસેન**—પ્રધાનજી યોગ અવયોગની અવસ્ય નથી. માટે મારો હુકમ માની આજ રવાના થવું જગત કર્તાએ સર્વ દીન સરખાજ સરજેલા છે.

**વૃદ્ધગુરૂ**—( ઊભા થઈ ધિક્કારથી જોઈ) પૃથ્વીનાથ પાપ પસરી ગયું, કળીએ પ્રવેશ કર્યો શું સત્ય સત્ય લોક-માં ગયું ? શું પુન્ય પાતાળમાં ગયું ? અરે આસ્તીક રાજા સ્વધર્મ ફરમાનની અવજ્ઞા ખરે ખર કંઈ નવી જુની નજરે જોવી છે. હે પુન્યસાળી રાજન જ્યારે ગ્રહનબળા હોય ત્યારે જપ કરાવવો. રીષ્ટ હોય તો મૃત્યુંજય કરાવવો હવે અમ સરખા વૃદ્ધરૂષીઓને આંહી વસવામાં સાર નથી (ઉઠીને જાય છે)

**વિદુષક**—( રૂપીને પકડીને ) હવે આંહી આથલા ગામમાં રહેતો તમારા બાપના સમ છે તમારે તો હવે જંગલમાંજ જાવું આંહી રોજ લાડુ ખાઈ ખાઈને પીંજરાના લોઢીઆ જેવા, ગાજરના જેવું રાતુ ચોળ જેવું મો અને ગોળ્યીના માટલા જેવા ઢેકા વધ્યા છે તે જંગલમાં ચીભડાની કાચરી સુકાઈને કરચલી વળી જાય તેમ થઈ જઈશ માટે ભાઈ રીસ કર માં અને જેને ગાંડ બેસીએ તેના ઘોળ ગાઈએ જાને હું એ જાણું છુ કે રાજાની નિતીમાં ફેર પડ્યો છે.

**વિશ્વરૂપિ**—છેટે દુષ્ટ પાખંડી તારે સાચાં ખોટા બોલી ખુશી કરવા છે. મારે તો સત્ય કહેવું અને સત્ય ચાલવું ન માને ત્યાં રહેવુંજ નહીં.

**વિદુષક**—રીપાઇ આ ભટાના ઉચાળા ગધેડા પર નાંખી હમણાં ને હમણાં હદ બહાર કરો જાજો મારા બાપના બાપ પાસે પધારશો માં હો.

**વૈલોચન**—માહારાજ એવા જુજ કામમાં આમ અગંગાગમાં જવાની શી જરૂર છે. માટે આઠ દીવસ પછી જવાનું રાખો તો ઠીક થાય.

**વિદુષક**—( સ્વગત ) બાઇડીની સોડમાંથી નીકળતાં મન થતું નથી પણ ભાઈ ગોળ ખાય તે ચોકડા ખમે બંદાને જો સ્વારી સાથે ઉપરી કરીને મોકલે તો ઘર સામુંએ જુવે નહીં પણ એવો દીવસ પ્રભુ ક્યારે દેખાડે કે બંદા સીંહાસન પર બેઠા હોય ને હજારો માણ-

સો તાબામાં હાજર થઈ ઉભાં હોય વીશ પચીસ ખડી- આ શાહીના હાળાણા હોય સહી કરવા કાગળોનાં પોટ- લાં પાસે પડ્યાં હોય અને સરકાર વળી જેવડી કલમ લઈ સહી કરતા હોય પણ જન્મ વખતે અલણુંનાજ ભોગ હશે પણ આ બીચારા પ્રધાનનું તો ઘર ગયું.

( કુટતો કુટતો ગાયછે )

## રાગ મરશીઆ.

હાય હાય રે પ્રધાન તારૂં ઘર ગયું
આંખે નકી રાજાનું મન હર્યું રે. હાય હાયરે૦
નકી ખબર મળી મને સાચી, રજા રહયો તે સુખમાં રાચી;
કેવા રહયોતો ગર્વમાં તું નાચીરે. હાય હાયરે૦
કાઢી તુંને જાશે તારે ઘેર, નકી વરશે તેમાં નહીં ફેર:
જો જો રાજાનાં કાત અંધેર રે. હાય હાયરે.
શીદ રાણી તેં રૂપવાળી નારી, જોને ઘેર જઈ નારી અમારી.
નહીં ઘુશ્રા જુવે કોઈ ધારી રે. હાય હાયરે.
હવે આથડ અહોનીશ એક, થઈ અપ્રીતી રાજાની છેક,
છોડી રાજાએ પોતાની ટેકરે. હાયહાયરે.

વૈલોચન—

## રાગ આશાગોડી.

અરજ ઊર જરા ધરીએ, પૃથ્વીપતી અરજ ઊર જરા ધરીએ. ટેક
શીર જાએ કદી કામ તમારે, પાય પાછો નવ કરીએ. પૃ૦
ઊતાવળાનું કામ નથી આ, નહિ તો વીલંબ ન કરીએ પૃ૦

મુરત સારૂં નથીજ નૃપતી, લઈ દીપ કુપમાં પડીએ. પૂ૦
ઘાતીક ગ્રહ છે આપ ઊપરે, દીલ દુઃખ તેનુંજ ધરીએ. પૂ૦

**નંદસેન**—(ગુસ્સામાં) **રાગ ગજલ.**

હાંસલ ખોટનો ધણી છું હું, ચિંન્તા નહીં લગાર;
ચિંન્તા નહીં લગાર રે, ઊરે નહીં વિચાર. હાંસલ.
હુકમ માનો છો નહીં, હાજર કરો જવાબ. હાંસલ.
જાવું તો જરૂર જલ્દ, વીલંબ નહીં લગાર. હાંસલ.
કદાપી પ્રાણ જાય તોય, નહીં મને વિચાર. હાંસલ.

**વૈલોચન**—( રાજાને ગુસામાં જોઈ નમીને. )

**રાગ ગજલ.**

રાજાજી રજા દીજીએ, અવસ્ય જાઊંછું;
જો ન જાઊં આ ઘડી, તો ગુનેગાર છું. રાજાજી.
સર્વે દેવ સહાય થાઓ, વિઘ્ન થાઓ દુર;
જઈ જરૂર મંદીરે, પંથે પળાઊં પુર. રાજાજી.

**નંદસેન**—સાબાશ છે. સચીવ ચાલો ત્યારે આપણે સર્વે ઈશ્વર સ્તુતી કરીએ.

**વિદુષક**—(સ્વગત.) શા સારૂ સાબાશ નહીં ઝટ બહાર જાય તો ઠીક કે ચુરમું ચોળી રાખ્યું છે. તે ખાઈ લ્યો. તોબાહ અલ્લા અવજોગ પણ નડતો નથી.

**સર્વે** **( રાગ કુમલાજીઅરવા. )**

જાવું અંન્ય નગરવા જાવું અંન્ય નગરવા હો પીતા મોરા જાવું.
કૃપા સાગર વિઘ્ન નિવારો, જાવું અંન્ય નગરવા. જાવું.

ઘટ ઘટ માંહી તારી રચના, માગું વિઘ્નજ હરવા. માગું.
સુર્યને અગ્ની સાગર ચંદ્ર માગું પાર ઉતારવા. • માગું.
પામર પ્રાણી પ્રેમથી વંદુ ધારો કૃતાર્થ કરવા. ધારો.
પગલે પગલે પાપીષ્ટ જીએ કર શીરપર ધરવા. કર.

છડીદાર—કચેરી બરખાસ્ત. •

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રસ્તો.

પાત્રો. ખુદાબક્ષ વજીરખાં. દેરીઆવખાં. તીસમારખાં

**ખુદાબક્ષ**—કયું હજરત તૈયાર હો આગે નાસ્તા પાની ખાત લીયા હૈના.

**વજીરખાં**—કયાજી નાસ્તા પાંનીકા ટોટા હે દરબાર કે કામ પર જાતા હૈ.

**તીસમારખાં**—દેખો મેં કેતને હથીઆર ધરે હૈ મેં સંગત ન આઊં તો તમેરાં બુરા હવાલ હોવે લેકીન તમેરા, નસીબકે મેં સંગ ચલતા હું.

**દરીઆવખાં**-ચલ ચલ લંગડે હમ કયા નામર્દ હૈ, બડે બડે જંગ જીત આયા હું.

**વજીરખાં**—અબ દેર મત કરો યારો. પ્રધાનજી કે ઘર તર્ફ વો તૈયાર હો કે અપની રાહ દેખકે બેઠે હોયગે.

( સરવે જાય છે.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ પ્રધાન વૈલોચનનું ઘર.**

**પાત્રો** સુલોચના, કમળા, પાછળથી પ્રધાન વૈલોચન.

**કમળા**—આ સાહેબ આજ હું આપનું મનોહર મુખ નિસ્તેજ ભાળું છું તેનું કારણ કૃપા કરી જણાવશો. અહોનીશ આપનું વદન હસતું અને પ્રકાશીત હોય છે. પરંતુ આજ મુખ પર ગ્લાની પ્રસરી રહી છે આ જોઈ મને ખેદ ઉત્પન્ન થાય છે.

**સુલોચના—** દાસી તું પરમૃતિ પારખનારી છું આજ મને ખરાબ સ્વપ્ન આવ્યું છે તેથી જીવ ઉદાસ છે.

**રાગ હીંડી**

સુંણુ દાસી મારે મનની ભ્રાંન્તી ભારી.
રાત્ર સ્વપ્ન નીર્ખી ઘાવ લાગે કારી. સુણુદાસી.
ગયા પ્રાણપતિ તજી મને વિદેશ.
અધિક અર્જ કરી ન આણી દયા લેશ.
આગમ ચેતના મળે છે નહારી. સુણુદાસી.
મુજ સુખ તણો સુર્ય પામ્યો અસ્ત.
દુખી દીન આવ્યા સેવું સધ્ય કષ્ટ.
દોષીત દાખી કંથે નષ્ટ કરી નારી. સુણુદાસી.

**કમળા**—દયાળુ દેવી શાંન્ત થાઓ.

**રાગ બેલાવર**

બાઈ આમ શું રે બોલો, તમે ખોટી બાંધીને વાત;
સ્વપ્નાં સાચાં તો નવ હરે, જુઠું તે ખરે ખાત. બાઈઆમ

સ્વપ્ને વંઝા પામે પુત્રને, લોભી પામે છે ધંન;
કામનિ પામે કામી જંન, ભુખ્યો પામે છે અંન. બાઈઆમ
પ્રભાતે સર્વે થાય પાધરૂં, ન હોય તેમાંનું કાંઈ.
જેમ સુતા તેમ ઉઠવું, ખાલી મરવું મુજાઈ. બાઈઆમ

**રાગ ગીતી.**

બાઈ તમ નિતી સાચી, વિઘ્ન કશું નહીં નડે કશું તમને.
પતિવ્રતા છો પુરાં, હરી હર અંબા સાહ્ય કરો તમને.

**સુલોચના**—(જોઈને.) દાસી સ્વામીનાથ પધારે છે. આ વખત શું કચેરીએથી પધારવાનો છે? અરે કાંઇ દીન નાહીં, કાંઈ સબળ કારણ જણાય છે.

( વૈલોચન પ્રવેશ કરે છે )

**વૈલોચન**—પ્રિયા આજ તું આમ ઉદાસીમાં કેમ દેખાય છે.

**સુલોચના**—પ્રાણનાથ મને રાત્રે સ્વપ્નું આવ્યું કે. આપને પરદેશ જવું પડયું તેથી હુ ઊદાસ છું પરંતુ આપનું આ વખતનું આવવું મને શંકા ઊતપંન કરે છે.

**વૈલોચન**—આહા !! કેવી આગમ ચેતના. પ્યારી જ્યારે તને માત્ર સ્વપ્નાના દુખથી એટલુ કષ્ટ પ્રાપ્ત થાય છે. ત્યારે હું કારણ કહીશ તો કેમ થશે. અરે તારૂં મૃદુ શરીર એ કષ્ટ સહેવાને શક્તી માન છે શું?

**સુલોચના**—પ્રાણનાથ. અચંબો ઊપજાવોમાં જલદી કહો. હું જાણું છું કે આજથી મારા સુખના સુર્યનો અસ્ત થયો છે,

**વૈલોચન**—હવે શું કહેવાનું બાકી રહ્યું મને. રાજાજીએ મુસાફરીએ જવાનો હુકમ આપ્યો છે, અને ત્યાં આશરે ૭ માસ લાગશે.

**સુલોચના**—(રડતાં) પ્રાણઆધાર પિયુપત્નીના સહવાસમાં એક દહાડો પળ જેવો જાય છે. સ્વામીનાથ અમૃતપીતા કોણ ધરાય વિયોગ. એજ ભયંકર શબ્દ છે. હે. ઈશ્વર આખરે આ-

## રાગ લલીત.

અરર સ્વામીજી વાત શું વદો, કયમ થશે પુરો આપ વાયદો;
જરૂર બ્હાર હું નહી જવા દઉં, સત્ય વાતરે નાથજી કહુ.
તમ વિના પિયુ સુના દેહ છે, સુંન્ય સાજને સુની સેજછે,
અધીક દીન કેમ એકલાં જશે, તમ વિયોગથી પ્રાણરે જશે.

## રાગ ભરથરી.

સ્વપ્નુ મારૂંરે સાચું ઠર્યું, જોડી જાવાની વાતજી;
પતિરે કુશળ નહીં પેખશો, થાશે વિપરીત વાતજી. સ્વપ્નુ
આજનો દહાડો આ મહેલમાં, વાસો વસીએ મારાજજી;
પ્રભુ પધારો પ્રીતે કરી, ઊગમતે પ્રભાતજી. સ્વપ્નું
જો આજ જાશો જરૂર તો, વિઘ્ન થાશે અપારજી
પાછાં પ્રભુ જ્યારે મેળવે, થાશે અનરથ સારજી. સ્વપ્નુ.

**વૈલોચન**—પ્રિયા ૭ માસ કાલ વીતી જશે માટે એટલી ઉદાસી કરવા કારણ નથી અરે હાસ ન જવા વિષે ધર્મગુરૂએ ધિક્કારથી ઘણું કહ્યું પણ માન્યું નહીં તારા અંતઃકરણનો ખેદ જોઇ મારૂં શરીર ખીંન પામ્યું છે

**સુલોચના**—પ્રાણનાથ આ આપની દાસીને આવા રળીઆમણા દહાડામાં કંથ વીના કેમ વિશ્રાંતી મળશે અરે કોણ સંતોશ અને ચેન આપશે. અરે આ ધગ ધગતા અંગારાને આપના વિયોગમાં ધરા કેમ ધારી શકશે આજની રાત્ર કૃપા કરી રહો હું એક વરસ સમાન માનીશ.

**વૈલોચન**—

## રાગ બેલાવર.

પ્રીયા મરી શાંત થઓ, તમે નવ રોશો લગાર;
બનવા કાળે જે બનાવશે, સહન કરવું તે સાર. પ્રયી.
ખાઓ પીઓ ને ભજન કરો, ઈશ થાશે સહાય;
રોઈ મરવાથી આંખો જાશે, પછી બુરા હવાલ. પ્રીય.
સત્વર શીખ દયો મુજને, લગાડો નહીં વાર;
સ્વારી ઉભી ઘર આગળે, નહીં વારમાં સાર. પ્રીય.

**સુલોચના**—સ્વામિનાથ આપના વિયોગે મને છ માસ છ યુગ સમાન થઈ પડશે. પરંતુ લાચાર.

## રાગ સોરઠની ગોડી.

પ્યારા પ્રાણનું રક્ષણ કરજોરે, મારા નાથ વેલેરા વળજો. ટેક.
છ માસ સુધી અંગે ઉદાસી, કષ્ટ મ્હારૂં દુર કરજોરે. મારાનાથ.
સુખનાં સાધન ત્યાગ કરૂં છું, દઈ દરશન દુખ હરજોરે. મરા.
પ્રભુ પધારી છાંયમાં લેશો, શાંન્તિ થશે ચિત ધરજોરે. મારા.
અધિક શું કહું નયન વિલાસી, દીન થોડે ઘર ફરજોરે. મારા.

( રજા આપતાં પ્રધાન વૈલોચન રવાના થાય છે )

## રાગ દેશની ખમાચ.

મને છોડી નાથા મારા જીવન હાર. શું રે શૃંગાર સાજું સજની.
વહુ નેણુથી ધાર થાય-હૃદય ચીકાર તોએ પાપીન પ્રાણ જાયે સજની. ટે.
હવે શું હું કરૂ ધરી વસ્ત્રાલંકાર લાગે અહવીશે મને અંધકાર
ધોળુ વસ્ત્ર ધરૂં એક ભુકત કરૂં પ્રભુ પ્રાણ હરે કહું છું સજની મનં.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ રસ્તો.

**પાત્રો.** રાજા નંદસેન તથા પ્રધાન વૈરોચનનો દરવાન.

**નંદસેન**—( સ્વગત ) આહા રાત્ર તો ઘણી ગઈ છે સર્વ ઠેકાણે શાંન્ત માલમ પડેછે ત્યારે ચાલો હવે આપણી મનહરણીના મહેલ તરફ જઈએ આજ પ્રિયાની પહેલી મુલાકત સબબ ભપકો કરવો જોઈએ. માટે મેં ખાસ ઊમદા પોષાક ધારણ કરેલ છે પરંતુ તેથી કોઈ મલ્યુ તો ઓળખતાં વાર કરશે નહીં માટે ચાલ જલ્દી જાઊં ( થોડું ચાલીને) આ પ્રધાનનો દરવાજો તો આવ્યો પણ તે બંધ કરેલ છે. માટે હાક મારી ઉઘડાવું ( અરે કોણ અંદર છે કમાડ ઉઘાડો જરૂરી કામ છે,

**દરવાન**—અરે ભાઈ તું અત્યારે કોણ છે અત્યારે કમાડ ઉઘડે નહીં અત્યારે બહારની ડેલીમાં સુઈ રહો સવારે અંદર આવજો.

**નંદસેન**—મારે હાલજ જવાની જરૂર છે કેમકે

ઘણીજ અગત્યનું કામ છે.

**દરવાન**—અત્યારે તો તું મથું કુટીને મરીશ તો પણ નહીં ઊઘડે ખાલી માથાકુટ કર માં સુવું હોય તો સુઈ રહે નહીતો ચાલ્યો જા મારશે.

**નંદસેન**—અરે ગમાર ઉઘાડે છે કે નહીં જલદી ઊઘાડ નહીંતો વિચારીશ.

**દરવાન**—અરે જાને ગમારના કાકા કમાડ બંધ છે નહીંતો હમણાંજ ગુંદીપાક ખવરાવત પણ આવી ખુમારી ધરાવનાર તું કોણ છે તે તો કહે.

**નંદસેન**—( સ્વગત ) હવે નામ પ્રગટ કર્યા વીના છુટકો નથી. ( પ્રકાશ ) હું રાજા નંદસેનછું મારે અંદર જવાની ઘણીજ જરૂર છે.

**દરવાન**—(વિસ્મય પામીને સ્વગત ) હાય હાય રાજાજી પધાર્યા છે. તે કામ જાણવામાં આવી ગયું અરે હવે કેમ થશે. બહુ વિપરીત થયું પણ આપણે કમાડ તો ઉઘાડવું નહીં.

## રાગ ચોપાઈ.

રાજા રીસ ન કરશો લગાર, આવે ચોર ને યાર આવાર;
નથી ચોરીની ત્રશા તમને, યાર ભાવ ભાસે છે અમને.
આવી મધ્ય રાત્રે શું કામ, નહીં પુરૂષનું દ્વારમાં નામ;
તમ સ્વામીવ ગયા પરદેશ, પુંઠે સ્ત્રી એકલી છે નરેશ.
તેની સાથે હોએ નહીં કામ, માટે નાલેવું તમારે નામ;
મુંને હુકમ નથીરે હજુર, કેમ દ્વાર ઉઘાડું હું શુર.

કામ હોએ પ્રભાતે પધારો, આપ સઘ એ વાત વિચારો;
વૃતી કુશળ તમારી કહેવાએ, આમ કામાંધ કેમ બની જાએ.
પર વૃતીનો પારખનારો, સત્ય ચુકું તો વાંક લ્યો મારો;
નહી સાર કાઢો પૃથ્વિનાથ, કાંટા સાથે ભરવી છે બાથ.
માટે પાછા પધારો આપ, શીરે શીદ વેરોછો પાપ;

**દરવાન**—મહારાજ મને એક શ્લોક યાદછે તે સાંભળો.

अही क्रिडा वणिक मीत्रं लिलया विषभोजनम्
तजतयोसीतांसंय आर्दी कल्याण मिच्छीतं

ખરે પૃથ્વિનાથ આપ ભુના ઈશ છો વિચારો કે આપની આવી વૃતી થતાંજ પગે ચાલી આંહી મારી પાસે આજીજી કરવાનો વખત આવ્યો છે તેટલામાંજ સમજવું કે તે કામ કરનાર શર્મ કર્મ ધર્મ આદી ભુલી જાય છે. વળી એક બીજો શ્લોક સાંભળો.

कामातुराणांनभयनलज्या अर्थातुराणांनचत्रंधुमत्रि
चिन्तातुराणांनसुखंनत्तांद्रा क्षुधातुराणांनबलंनतेज

**નંદસેન**—( બોલતો અટકાવીને ) અરે મુર્ખ ચુપ થા તારી લવારી મુકીદે એવું તો હું બહુ જાણું છું તું કમાડ ઉઘાડ હું તુને રાજી કરીશ તારૂં દાળીદ્ર જશે અને નોકરી કરવાની પરવા નહી રહે.

**દરવાન**—માહારાજ મારે શ્રીમંત થાવું નથી હું તથા મારાં છોકરાં હજાર લાંઘણુ કરી મરી જાઈએ તે ઠી-

ક પરંતુ ધણીનું નીમક ખાઇ દગો દેવો તે બહુ નીચ કામ છે. ધિક્કાર છે એવી બુદ્ધી રાખનારાને.

**નંદસેન**—( સ્વગત ) હવે નરમાસ વાપરી કામ આવશે નહીં કારણ દરવાન પકોને પ્રવીણ છે. તે છેતરાઇને ઉઘાડે તેમ નથી. માટે ધાસ્તી આપું.

**રાગ ક્ષત્રી કલંક.**

અરે લુચ્ચા તું ચોર ગમાર, ઉઘાડને તું દ્વાર તારૂં રે.
નહીં માનીશતો કરીશ પ્રહાર. ,,
તારા પ્રધાનને મારી કરૂં પુર. ,,
તારો મહેલ ભાંગી કરૂં ચકચુર. ,,
લાવી સુતારને ચીરાવું કમાડ ,,
ઘર ખોદાવીને વવરાવું ઝાડ. ,,
કદી ધોળે દાહાડે પાડું હું ધાડ ,,
તોએ કોણ છે મને પુછનાર. ,,
મારે આવવું અવસ્ય ઘરમાય. ,,
જો ઉઘાડતો કરીશુ હું સહાય. ,,

**દરવાન**—( ધાસ્તીથી બીઇને )

**( રાગ આશાવરી જોગીઓ. )**

રીસ તજો તમે રાયજી, કૃપા કરો ને નાથ. ટેક.
મારો ધર્મ મુકીને, કરૂં હું નીચ કામ.
જરૂર જાશે જીવ મારો, લુંટાશે મારૂં ધાંમ. રીસ તજો.
સોંપ્યું સચીવે ધામ નિજ, દગો દઉં હું નાથ;

માહારાજ રાજ ક્ષમા કરો, ધારે ધરોને હાથ. રીસ તજ્જે.
બીક ધરૂં હું આપની, ન અન્ય મુજ ઉપાય;
સુઝે ન રસ્તો કોઈ મુજને, દયાળુ થાઓ સાહ્ય. રીસ તજ્જે.

**નંદસેન**—( સ્વગત દુષ્મનને પુછે વખાણીએ દરવાને બાહાદુર અને નિમકહલાલ નોકર છે. તેમજ મારી ઈચ્છા સેજ જાણી લીધી ( પ્રકાશ ) અરે પાપી દરવાન તુંજ તારા ધણીનું ખરાબ કરેવા બેઠો છે. અરે મારી જુની ની તુંને શી ખબર અરે તું મારો ધિક્કાર કરે છે. ભારે જોજે તેનાં ફળ તારા પ્રધાન પાછળ મારા મોકલી મગવું, તારી બાઈને લઈ જાઊં અને તારૂં શું કરવું તે તો હજી વિચાર ઊપર છે, અરે મુર્ખ એમ તો સમજ કે કદી હું ધોળે દહાડે આવું તો મને કોણ મના કરનાર છે. હું રાજા છું ગમે તેમ કરવા હું સામથવાન છું માટે ધણીનું સારૂં ધારતો ઉઘાડ.

**દરવાન**—( સ્વગત )વિચારતાં સઘળું ખરૂં છે. આ તો સર્પે છછુંદર ગળી જાને. ઉઘાડું તો ખરાબી થશે અને નહીં ઉઘાડું તો રાજા કોપાયમાન થઈ ધણીને નુકશાન કરશે રાજ હઠ છે તો છોડનાર નથી બે પાડા વઢે તેમાં ઝાડનો ખા હવે તો કમાડ ઉઘાડવાં તે સારૂં છે પરંતુ મારે કાંઈ નીશાની દાખલ ચીજ પડાવવી કેમકે હું મારી જીભથી પ્રધાનજી આગળ ચાડી કરી શકીશ નહીં જે વસ્તુ ઈનામમાં લેઈશ તેજ ધારણ કરી બેસીસ એટલે પ્રધાનજી પુછશે ( પ્રકાશ) મહારાજ મને ખુશી કરો તો હું ઉઘાડું કેમકે હું ગરીબ માણસ છું.

**નંદસેન**—( રાજી થઈ )તું દરવાજો ઉઘાડ પછી તું જે માગીશ તે આપીશ.

**દરવાન**—( દરવાજો ઉઘાડીને નમનથી )મહારાજ માફ કરશો તસ્દી આપી છે.

**નંદસેન**—ચિંતા નહી તે આ કુંડળ એક ક્રોડ રૂપૈયાનાં છે માટે તારૂં તો દળીદ્ર આજથી દુર થયું રાગાજ.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ પ્રધાનનું ઘર.

**પાત્રો**—સુલોચના કમળા પાછળથી રાજા નંદસેન પ્રવેશ કરે છે.)

**સુલોચના**—દાસી અર્ધ રાત વીતી ગઈ અત્યારસુધી મેં મારા પ્રાણનાથનું સ્મરણ કર્યું હવે હું સુઈ જાઉં છું તું જરા પવન કર.

**કમળા**—હું પણ એજ રાહ જોઉં છું બા સાહેબ સુખે પોઢો હું પંખો કરૂં છું.

( સુલોચના નીંદ્રા વશ થાય છે તે પછી રાજા પ્રવેશ કરે છે.

**કમળા**—( જોઈને ) અરે આ અર્ધ રાત્રે આંહી કોણ પુરૂષ આવે છે.

**સુલોચના**—( જાગીને અરે કોણ છે. કમળા? સ્વામીનાથ તો નથી.

**કમળા**—ગમે તે હોય પરંતુ પુરૂષ જાત છે. અને આ તરફ આવે છે.

**સુલોચના**—હવે તો છેક નજદીક આવ્યો હાય હાય ઈષ્ટદેવ સહાય કરો (દાસીને) મારી કટાર લાવ અને હુશીઆર થા હીંમત હારવી નહીં રોશની જરા વધારે કર.

**કમળા**—લ્યો આ કટાર એવે રોશની બરાબર કરી છે.

**સુલોચના**—દાસી બેશક રાજા છે. અરે અર્ધ રાત્રે કેમ આવ્યા હશે ખરેખર તે કામાંધ છે. એમ તેમની મુખ મુદ્રાપરથી જણાય છે. હવે કેમ થશે.

**કમળા**—આ વખત રાજા પ્રજા ગણવાનું નથી સુખે આવવા દો એવા પચીસ આવે તોપણ શું જુઓ. આંહી આ ઘડી શું બનાવ બને છે આવવાદો.

**નંદસેન**—(છેટેથી સ્વગત) અરે હું એમ માનતો કે સ્વર્ગ સમાન મહેલમાં હુંજ માલુછું પણ શું આ ઓછો વૈભવ? પરંતું મારી કલ્પના એક તળાવમાં રહેનાર સુખ અને અહંકાર માનનારા દેડકા જેવી છે કે જેણે સમુદ્રનો અનુભવ લીધો નથી અહા? શું અલૌકીક રચના છે શું? આ મનોહર ગંન રંજન બાગ અને તેમાં ચતુરાઈથી ગોઠવણી કરનારને ધન્ય છે અરે મને મોહ પમાડનાર માનુંનીતો આ ઉભી અરે તે હું આવ્યાથી કેમ ચીંતાતુર અને સભય દેખાય છે. આહા શું ખુબસુરતી જે ચિત્ર મહાન ચીતારાએ ચિત્ર પોતાની અગાધ કળા પ્રકાશીત કરી છે. જે રૂપ મહાન કવીઓએ પોતાની પ્રવીણતા અર્થે વર્ણવ્યું છે.

જે સ્વરૂપ મૂર્તી ઘડનાર ઊત્તમ સલાટે પોતાની ઊત્તમ કારીગરી અર્થે ઘડી બતાવ્યું છે. તે કરતાં શું આ મુર્તી ઓછી છે? નાના અતી ઉત્તમ વાહ વિધી સજીવન વસ્તુમાં આ મુર્તી ખરેખર માણુસને મનરંજન કરવાનેજ ઊત્પન્ન કરી છે અરે આ દેવાંશી દેહને વૃદ્ધ મનુષ્ય કે જેની ઈંદ્રીઓ શાથીળ થઈ શાન્ત પામી છે. તે પણ જોઇ શું શાન્તા પામે તેમ છે. અરે આ મૃત્યુ લોકનું માનવીજ નહીં પરંતુ સ્વર્ગ માંહે વસતા દેવતાની દેહ છે અરે આમાં આપણને સ્વપ્નમાં પણ દર્શન ક્યાંથી હોય પરંતુ ઘોબીનું સારૂં થજો. ( ધારી ધારીને જુએ છે તેમ કામની વૃદ્ધી થતી જાય છે )

## રાગ શીખરણી.

અહો પ્યારી મારી તુજ સરસા શોભા શી કહું,
શશીવદની સારી સુંદર તુજ દર્શન ચહું;
રતી રંગે લાજે શશી લજીત થાએ વદનથી,
કટિ કેશરી લાજે કળશ લાજે તુજ કુચ થકી;
નિર્ખી નયનો ભારી મૃગ જઈ વસ્યાં છે સૌ વને,
લજીત થઇને લક્ષ્મી રૂપ સમાવ્યું જઈ ધને;
સીરે લટથી લાજી પનંગ ગયો પૃથ્વિ તળે,
ભમું ભુમંડળમાં તારૂણી તુજ સમ નહીં મળે;
તુજ કીર્તી કાન્તાં કાન પડી જ્યારથી મુને,
નહીં સ્વપ્ને શાન્તા વ્યાકુળ દીલ દાખું તુજને;
ખરે દેવાંશી છો મૃત્યુ તણું તું ન માનવી,
ખરે રંભા સાચી સ્વર્ગ ભુવનથી તું ઊતરી.

**સુલોચના**–(સ્વગત) હાય હાય સત્યાનાશ વળ્યું અંતે મનની કલ્પના ખરી ઠરી પરંતુ દાશી ગભરાવું નહીં આ વખત રોવાનો નથી પણ હીંમતથી આવેલી વિપત્તીને દુર કરવાનોછે. (પ્રકાશ) હે પીતા હે પ્રભુ હે ભુમંડળના ઈંદ્ર તમે આ શું બોલોછો. આપ આખી આલમના પીતા છો તમો સર્વના પાળક પ્રભુ છો. અરે પ્રધાન તો આપના પુત્ર ગણાય અને હું કુળવધુ સમ કહેવાઉં અગર બેન ગણોતો ગણાય કપાનાથ. આપ જ્યારે છોરૂ ઊપર આવી વૃતી રાખશો ત્યારે ઈંદ્ર વરસાદ કેમ વરસાવશે અરે. ટેકી નંદરાજા આપનું હરીશ્ચંદ્ર સમ સત્ય ચુકશો તો પછી ધરા ભાર કેમ ઊપાડશે. અરે પછી સમુદ્ર ઊપર વહાણનો વેહેવાર કેમ ચાલશે. અરે જેનું રક્ષણ તેજ ચોર થાય ત્યારે તેની વારે કોણ ચડે પછીથી તો દૈવ કોપજ સમજવો ના અરે. ઈશ આપતો સર્વગ્ન છો આપને કાંઈ શીખવવું પડે તેમ નથી. આવી વૃતી આપની હોય નહીં હું દીન અબળાને આપનાં કઠોર વચનથી વજ્ર સમ પ્રહાર લાગ્યો છે તેના પરીતાપને આપ ધીરજ આપી શાંન્ત કરો. હુંતો નિશ્ચે ધારૂંછું કે આપ મારી ખબર અને પરીક્ષા લેવા પધાર્યા છો. બીજી જે કલ્પના છે તે ખોટીછે. આપ માહા જ્ઞાની છો. તે કેમ ચુકો.

**રાગ. બાણુજારા.**

કાંઈ નૃપતી -હૃદય વીચારો, નથી આપ વિચારજ સારો. ટેક.

છો ભુમંડળના ભુપ, તેજસ્વી છો સુખરૂપ;
કાંઈ મરમ ઊરમાં ધારો. કાંઈ નૃપતી.

અમો બાળક આપનાં છૈએ, પીતા સાર અમારી લઈએ;
વારંવાર શું સમજણ દઈએ. કાંઈ નૃપતી.
છો હરીશ્ચંદ્ર સમસાર, સત્ય ગ્રહણ કરો આવાર;
આ નારને આશ્રય તમારો. કાંઈ નૃપતી.
કદી બળાત્કાર કાંઈ કરશો, સત્ય માર્ગજો પરહરશો;
હું મરીશ જરૂર વિચારો. કાંઈ નૃપતી.

**નંદસેન**—હે કોમળાંગી હે સ્વર્ગની રંભા. તું મને શરમમાં ઊતાર માં જો હું તારા માટે કેટલું કષ્ટ વેઠી આંહી આવ્યો છું મારી વાલી તારાં મૃદુ વાક્યજ માંરૂં -હૃદય ભેદી નાંખેછે. જેમ રેતીના રણમાં ઊગેલો છોડવો મો ફાડી વરસાદના ટીપાની રાહ જુએ છે તેમ હું તારા અમૃતરૂપી વાક્ય સાંભળવા ઈચ્છું છું કદાપી તું ગાળ દઈશ રીસ કરીશ તોપણ તારાં વજ્ર સમાન વચન તારા મોહાગ્નીથી જખમી થએલા મારા -હૃદયને ઠંડા મલમ જેવા લાગશે. પ્રિયા તારૂં હીત કરવું એ મારી ઈચ્છાછે મારો વિચાર તુંને લઈ જવાનોછે અને હું તને પટરાણી બનાવીશ લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મો ધોવા જવું નહીં. અનાયાસે તારા નસીબનું પાંદડું ઊડી ગયુંછે. તારો સ્વામી હાલ પ્રધાન છે પરંતુ તમો બંનેના સુખનો આધાર માત્ર મારા પર લટકતો છે કદાપી હું ધારૂં તો તમને ક્ષણવારમાં કંગાળ બનાવી દઊં પછી તે દુખ સહન કરવાને તારૂં શરીર શક્તિમાન છે. અરે આમ અવળુ ઈશ્વરની ભુલથીજ થયું છે. કદાપી તું નહીં માને તો તારા સ્વામીને મારી હું તને લઈ જઈશ

માટે મારી સાથે ચાલવું અને વશ થવું એ ઊતમ રસ્તો છે. (આવાં રાજાના વચન સુલોચનાને કાને પડતાંજ કાયા સીથળ થઈ ગઈ તેને પસીનો છુટયો તે થરથર કંપવા માંડી મો ઊપરથી લોહી ઊતરી ગયું આંખો લાલચોળ કાઢીને કહેવાલાગી.)

**સુલોચના**—અરે નરાધમ નૃપતી તુંને પૃથ્વિપતી કરવાગાંજ પ્રભુએ ભુલ કીધી છે. રે શેશ નાગ આ કઠોર શબ્દથી તું ધરતી કંપ કેમ કરતો નથી અરે દયાળુ દેવી હું દીનના પર હુમલો કરનાર રાક્ષસી રાજા પર ભૃકુટી ચડાવી કોપ પુર્વક કરડી નજરે કેમ જોતી નથી. હે કાળાગ્ની સ્વરૂપ ધારણ કરનાર શિશુપાળ સમ રાજા તારાં આવાં વાક્ય હું સહન કરી શકતી નથી અરે મુંઢ પૌરૂપ ભુષણ પૃથ્વિપતીનો પરોપકાર્થેંજ પૃથ્વિમાં દેહ ધરે છે. અરે નર્કની વાંછના રાખનાર તીવ્ર આગ્નીની જ્વાળ જેવા દુઃસહ કાનને બેભાન કરનારા અક્ષરો બોલી મને અધમ કરી મુક માં અરે ધર્મને ત્યાગવાવાળા આવી નીરાશ્રીત અવસ્થામાં આવેલી કોઈ અબળાને વ્યભીચારના ફાંદામાં ફસાવવી તથા લાલચના રસ્તામાં જાણી જોઈને ઊતારવી તે કોઈ પણ પુરૂપનું નામ ધરાવનાર કરે તે પશુ સમાન છે. જે માણસ પોતાના મન પર અખત્યાર નથી રાખી શકતો તે મરદ નહીં પણ વ્યંઢળ છે. તો તેને ક્ષત્રીતો ક્યાંથીજ કહેવાય.

**રાગ દક્ષણી લાવણી.**

**સભય સૌ છીએ, બચાવ તું પ્રભુરે;**
**કરીશ ઘાત, રહેશે વાત, છું હું જાત, સુણો તાત.**

અરજ ક્યો ઊરેરે, સભય સૌ છીએ.
પ્રભુ તણું માહત્મ, નહી માનશે ખરરે;
કુટીલ નાર, પરનો પ્યાર, કરે વીહાર, છે ધિક્કાર,
સાચી તેઓ ઠરેરે. સભય સૌ છીએ.

### રાગ બનજારો.

પ્રભુ પતિવ્રત મારૂં રાખો, આ વાદળ વીખેરી નાંખો. ટેક.
તમે દ્રુપદીની કીધી સાહ્ય, અહલ્યાની ઝાલી બાંય;
પ્રભુ અવગુણ હોય તે દાખો. પ્રભુ પતિવ્રત.
સત્યે હરીશ્ચંદ્ર માહા ધીર, પ્રહલાદ ઊગાર્યો વીર;
એમ માન હાલ મુજ રાખો. પ્રભુ પતિવ્રત.
હું નથી કુલટા નારી, મતી ભ્રમ થઈ મારી;
હું ગ્રહણ કરૂં શુભ ધારો. પ્રભુ પતિવ્રત.
પ્રભુ વાર ન કરશો મારી, તો મરશે આ સતી નારી;
પ્રભુ અવળ પાસ ન નાંખો. પ્રભુ પ્રતીવ્રત.

**કમળા**—( નમનથી ) માહારજ મારી બાઈનો ધર્મ પતિવ્રતાનો છે આપ ગમે તેમ કરશો તોપણ પોતાનો પ્રાણ ત્યાગવા સુધી પોતાના શિયળનું રક્ષણ કરશે માટે ખાવીંદ માફ કરો,

**નંદસેન**—( ગુસામાં ) અરે શું મારે શરણ નહીં થા કહ્યું માન તેમાં સાર છે અને હજી વખત છે હું પણ મરતાં સુધી મારી મતલબ પાર પાડીશ અરે શું સિંહ પોતાના પંજામાં આવેલો શિકાર છોડી દેશે?

( સુલોચના તરફ ધસીને બાઝવા જાયછે ).

**સુલોચના**—( કટાર દેખાડીને ) શું બકરી પોતાના નિર્દોષપણાનો આધાર રાખી ઉભી રહેશે તો શું તેને નિર્દય વાઘ માર્યા વીના રહેશે, નહીં નહીં અરે કામઘેનું મને કેવળ અબળા જાણીશમાં અરે, મૂર્ખ તારૂં અંન જળ મારી રગે રગમાં લોહી થઈ ફરે છે તેની મને ચિંતા છે નહીંતો હું તુને પુરો કરી નાંખુ અરે તેં હજી આ ધગધગતા અંગારાની આંચ દીઠી નથી અરે પળ વારમાં ભસ્મ કરી નાંખું એટલું પતીવ્રતનું સત્ય છે. અરે તેં હજી સતીના હાથ જોયા નથી. ખબડદાર એટલે ઉભો રહેજે. જો આ તરફ પગલું ભર્યું છે. તો અરે લુણ હરામી થાવું તે કરતાં પોતે મરવું તેજ સારૂં છે. કેમકે તું લાખોનો પાળક છે જે ઘડી આ તરફ પગલું ભર્યું કે આ તૈયાર રાખેલી કટાર મારા પેટમાં સમજજે પછી મારા શબને ગમે તે કરજે અરે હું શિયળ ભંગ નહીં કરૂં અરે પોતાની પત્નિના પતિવ્રતના રક્ષણાર્થે પુરૂષો કપાઈ મરે છે તો સ્ત્રી શું એવી નિર્દય હશે કે તેની ગેરહાજરીમાં એવું કામ કરશે ધિક્કાર છે એવાં કામ કરનારના જીવતરને અને તેના માત તાતને અરે રાજા હું મરવાથી બીતી નથી ઈજત ખોવા કરતાં મરવું હજાર દરજે સારૂં છે, અરે એકવાર મરવું તો છેજ ના આ પૃથ્વિપર હજારો થઈ ગયા ને થાશે જે માણસો નામના કરી જાયછે તેજ અમર છે અરે શિયળની કીંમત હીરા ઝવેર કરતાં પણ હું અધિક ગણું છું આવ હિંમત હોય તો ઓરો હવે મરવું ત્યાં શેનો ડર.

**નંદસેન**—( ભય તથા ગ્યાન થતાં ) અરે માણસનું મત કેવું અનિશ્ચીત છે જ્યાં સુધી ધારેલી વસ્તુ જોઈ નથી ત્યાં સુધી તે પર મોહ રહેછે અને તેને તન મન ધન અર્પણ કરવા તૈયાર થઈ જાયછે. અને જો એક વાર મળી તો પછી તુચ્છ જેવી દેખાય છે તેની કીંમત પાણીના રેલાની માફક ઉતરી જાય છે. અરે જે આઘેથી હીરો દેખાતો હતો તે પાસે આવતાં કાચનો કટકો ઠર્યો અરે હું કેવો મુર્ખ આહા મારો ધર્મ ક્યાં ? મારી ટેક ક્યાં ? હાય હાય મને આ શું મતી સુઝી હે ઈશ્વર આ સ્વપ્નુ છે કે ખરૂં અરે હું શ્રાપના ભયથી કેવો કંપાયમાન થાઊં છું ખરેખર આ સ્ત્રી સતી છે. અરે તે તેના ઊગ્ર તાપથી અગર કટારથી મારી નાંખશે. અરે મારાં હથીઆર કેમ પડી ગયાં ( થર થરે છે ) અરે સતી મરશે તો સ્ત્રી હત્યા લગશે વળી તે મેરૂ પર્વતની જેમ જવન પર્યંત અડગ રહેશે અરે આ વાત સાંભળી જગત મારી મસ્કરી નહીં કરે અરે મારી રૈયત આ વાત સાંભળશે તો ઉચાળા નહી ભરે અને મુલક ઊજડ નહીં કરી મુકે ( સતીને ) હે સતી તમારા સત્યના પ્રતાપાગ્ની પ્રજળીત થયો જોઈ હું ધીરજ ધારી શકતો નથી હે દેવી મારા શરીરમાં ઉગ્ર કષ્ટ થાય છે તે સહન કરી શકતો નથી અરે મેંઆ ધારેલા અઘોર પાપનું નીવારણ શું નિર્ણય સિંધુથી થઈ શકશે ? નાના અરે અંતરીક્ષ માંહેલા દેવતા આ મારો ગુન્હો કેવી રીતે માફ કરી શકશો અરે હું પ્રેમથી ભુલી ધર્મ વિમુખ થયો

છું હે દેવી આપનો કોપ કૃપા કરી સમાવો. તમે મારી બેન છો, માતા છો, મેં આપને મોહ જાળમાં ફસીને કટુ વચન કહ્યાં છે તે માફ કરો અરે હું કેવો નિર્દય કે આપ સરખાં કેવળ કૃપાળ દેવીને વજ્ર સમાન વચન કહ્યાં છે તે સહન કરવા આપનું શરીર યોગ્ય છે. અરે હું દેહાંત શિક્ષાને યોગ્ય દોશીત થયો છું અરે માતા મને ક્ષમા કરી આશિર્વાદ આપો કે હું કૃતાર્થ થાઉં મારાં જ્ઞાનચક્ષુ હવે ઉઘડયાં છે ( હાથ જોડીને ).

### રાગ. ચંદ્રમુખીને. એકલી.

સતિ માફ માગુ તુજ કને, ધિકધિક છે આ જન્મને. ટેક.
અઘટીત કામ મેં કર્યું ન લેશ જ્ઞાન મન ધર્યું;
છું પાપી જન ક્ષમા કરો, ન રીસ ઉંરમાં ધરો. સતિમાફ
ન ધર્મ માર્ગ મેં ધર્યો, બહુ અનર્થ મેં કર્યો;
ધિક જીવવું હવે અહીં, ભટકી મરૂ જહી તહીં. સતિમાફ
ભગની તમે હું ભાઈછું, વિશેશ હવે વદું શું;
કુકૃત્ય કાળે થઇ ગયું, નામ લંપટ રહી ગયું. સતિમાફ
મુજ માવડી છુટાડતું, અઘોર પાપી આજ હું;
છો દેવી રૂપ હું રંક છું, ક્ષમા કરો કંગાળ છું. સતિમાફ

સુલોચના.—હે રાજા તારી સુમતી થઈછે તેથી હું તાર. પર પ્રસંન છું જેટલાં તમે મને કટુ વાક્ય કહ્યાં અને દુખ ઉપજાવ્યુંછે. તેનો બદલો મેં તેવાજ શબ્દોમાં આપ્યોછે એટલે બસ થયું હે રાજા, તારૂં પાપ આખર તારી આ

નિર્મળ વાણીથીજ નિવારણ થયું છે. એ માયામાં તો શીવ જેવા માહાત્મા ભુલી ગયાછે તો મનુષ્ય કોણ માત્ર.

( રાગ લાવણી. )

ક્ષમા કરૂં છું બંધવેં મારા, બીક ઉર કંઈ નવ ધરજો;
રીસ નથી કંઈ મુંજ -હૃદયમાં, આપ ઉદાસી પરહરજો.
રહ્યું સત્યછે રાય તમારૂં, ધર્મ રહ્યો મારો ભારી;
કિર્તી પ્રસરી પુર નગરમાં, પ્રસિદ્ધ રીતી થઈ મારી.
ધર્મ તણાં ધરનાર તમે છો, કુસંગથી આ ઋત થયું;
પુર્વે ભુલ્યાં પ્રૌઢ રૂષીજી નથી દોષ તમ નૃપતિ કહું.

---

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રસ્તો.

**પાત્ર**—દરવાન તથા રાજા નંદસેન.

**નંદસેન**—દરવાન જે કામે હું તમારા મંદીરમાં ગયો હતો તે કામ ર્ક્યા વીના હું પસ્તાઈ વીલે મોઢે પાછો વળ્યો છું માટે મારાં કુંડળ પાછાં આપ.

**દરવાન**—( નમનથી ) માહારાજ આપ કામ કરો યા ન કરો તેમાં મારી જામીનગીરી ન હતી એતો દરવાજો ઉઘાડવાની બક્ષીસ લીધી છે. જે કામે ગયા તે કામ

ન કીધું તેમાં તમારી ભુલ છે. હું કાંઈ ત્યાં જોવા આવ્યો ન હતો કૃપાનાથ ગોર પરણાવી આપે ઘર ચલાવી આપે નહી ન્યાય રીતથી આપની આપેલી રકમ આપ પાછી લઈ શકો નહીં કદી જોરાવરી કરોતો ધણી છો.

**નંદસેન**—દરવાન તું બડો પ્રવીણ પંડીત છે. તારી ચાતુરી સારી છે. તેમજ હરીસુખો અને અલંકારથી વાણી વદનાર છે હું તારા પર પ્રસન થયો છું તેના બદલામાં લે આ શાલ. કોઈ કોઈ વાર મારી પાસે આવજે.

( જાય છે )

**દરવાન**—માહારાજનો જય થાઓ. ( સ્વગત ) અરે આ લુણુ હરામી બક્ષીસ તો કોણ જાણે શું ઊંધું ચતું કરશે આ ચીજો કાંઈ આપણા ઘરમાં રાખવા લીધી નથી પ્રધાનજી પધારશે ત્યારે શાલ તથા કુંડલ ધરીને બેસસું એટલે પુછશે ધણીના ઘરની ચાડી કરવી તે ઠીક નહી.



## પ્રવેશ રજો.

### સ્થળ કચેરી.

**પાત્રો**—નંદસેન, વજીર, વારાંગના, છડીદાર વગેરે.

**નંદસેન**—( ચોપદારને ) આજ મારો આત્મા જરા ઊદાસીમાં છે માટે વારાંગનાને પ્રવેશ કરાવ કે નૃત્ય તથા ગાયનથી મનરંજન કરે.

**ચોપદાર**—માહારાજાની આગ્ના અબઘડી લાવું છું.

( જાય છે )

**નંદસેન**—( કચેરી પ્રત્યે ) અરે પ્રધાનજીને ગયાં છ- માસ થયા છતાં પત્ર પણ નથી.

**વજીર**—માહારાજ ભરતપુરથી પ્રધાનજીનો આજ પત્ર છે તેમાં લખે છે કે અતી સરસ સો અશ્વ ખરીદ કીધા છે પાંચ દીવસના અંદર આવશું એમ લખે છે. તે મુદત આજ પુરી થાય છે માટે જરૂર આજ આવવા જોઈએ.

**નંદસેન**—બહુ ખુશીની વાત પ્રધાનજી બહુ પ્રવીણ અને કામ કરવામાં અક્કો છે મન માનતી વસ્તુનો પા- તાળમાંથી પતો લગાડી લાવે.

( ચોપદાર તથા વારાંગના પ્રવેશ કરે છે. )

**વારાંગના**—( કુનસ બજાવી ) માહારાજનો જય, શું હુકમ છે, પૃથ્વિનાથ.

**નંદસેન**—હું હમણાં ઘણાં દિવસથી ઊદાસીમાંજ રહું છું માટે તે ઊદાસી દુર કરવા સારૂ કોઈ સારી ચીજ ગા- ઈ મને ખુશી કરો.

**વારાંગના**—જેવી હજુરની આજ્ઞા, ( તબલા સા- રંગી સજ કરીને. )

રાગ.

સુણ સખી બરષા રૂતુ આઈ. ( ૨ )

રૂમઝુમ રૂમઝુમ મેહુલા વરસે પવન ચલત હે ભારી,
બીજલી ચમકત મોરલા બોલે ઝુરે વીરહણી નારી. સુણી.
પ્રિયા પ્રિતમ ગળે બાંય લગાકે રંગે રમે રેન સારી.
ઝુલના ઝુલે રંગ રાગસે જો ચેર ચતુરસુ નારી. સુણી.

**નંદસેન**—વાહ વાહ ખજાનચી, વારાંગના ને પોશાક આપી ખુશી કરો.

**ખજાનચી**—આજ્ઞા માહારાજ. ( વારાંગના ને ચાલો મારી સાથે. )

**વારાંગના**—માહારાજનો જય-હવે હું રજા માગું છું ( જાય છે )

**નંદસેન**—અરે, આ બહાર કોણ હા હો કરે છે, બોલાવ જે હોય તેને.

**ચોપદાર**—હાજર ગરિબ નિવાજ તપાસ કરી લાવું છું. ( જાય છે )

( સીપાઈઓ પ્રવેશ કરે છે )

**મુદ્રાઅક્ષ**—( સલામ કરીને ) નામવર હમ સહી સલામત ઘોડે લેકે આયે હૈં.

**નંદસેન**—પ્રધાનજી ક્યાં છે અને સૌ સારી રીતે છોના રસ્તાનું વર્ણન કરે,

**વજીરખાં**—ખુદાવીંદ પ્રધાનજી ઘરૂ ગયે હૈ ઔર હમ સબ અછે હૈ એક હમને જો ખાવીંદ નહીં ભેજ્યાતા તો સબ ક્યા તુમ ઈધર સલામત દેખતે બોત હેરાની કીતને લુટારે બાપ્ર.

**નંદસેન**—આહા ત્યારે તો તમને બહુ હેરાની વેઠવી પડી હશે.

**વજીરખાં**—સાબ મુસે ક્યા તારીફ કરૂ દેખો એ મેરી તરવાર કાટ કાટ કે ઈતની હૈ.

**વિદુષક**—( ચાળા કરતો ઉઠીને ) અરે મીયાં તમે તો ખડનો ભારો લેવા ગયા હતા ને. અને વળી સુકલ, રોટલો ને ડુંગળી ઓલ્યા નેરામાં ખાતા તા જે આહા આ મીયાંનામાં તેવાજ ગુણ છે, હાલ પણ રોટલા સાથે રોજ લડાઈ કર્યા કરે છે અને તે કામમાં બહુ હુશીઆરી ધરાવે છે.

**દીઆવખાં**—ખુદાવીંદ તરવારસેં ક્યા હોવે દેખો એ મેરી બંદુક ગેબકી ગોલી માર માર કે ઓર સબકા બચાવ કર કે કેસી પતલી હો ગઈ હૈ ( હોકાનીને બતાવેછે. )

**વિદુષક**—ખરેખર આતો પૃથુરાજ ચોહાણ પાસે જેવા પટાવત હતા તેવાજ આ નાક કટાવત નીકળ્યા એક એકથી વધુ મીયાં જોઊં તમારૂં મોઢું ( જોઈને ) આતો ઘરના ખાનદાન છે ઘરે બે ચાર ગધેડાં છે ધુળના ઢગલા પડયા છે. પણ આને રૂપી જતાં સારૂં આવડે છે.

**ખુદાબક્ષ**—ક્યા સબ પતરાજી કરતે હો મીયાં તુમારે સબ કે ધાંતો મેં ઢાલસેં ધરે હૈ દેખો એ (ફુટલ થાળી બતાવેછે.)

**વિદુષક.**—હુતો થાક્યો. આનાં વખાણ સાંભળીને મારા કાનને સાંભળી સાંભળીને તાવ આવ્યો. આહા શું જંગી સીપાઈઓનું બળ એના હવાલજ કહી આપેછે. (જોઈને) અરે આને તો હું સારી રીતે ઓળખુછું ઘરમાં તાવડી તાનાં કરેછે અને હાંડલાં હડીઊ કરેછે.

**તિસમારખાં**—ખુદાવીંદ સબકી જુઠી પતરાજી હૈ

દેખો એ મેરે મુંપર કીતને ગોલીઆ લગી હૈ ( શીળીનાં આડાં બતાવેછે )

**વિદુષક**–(હાથ પકડીને.) નામદાર આ સાચોછે. ખરો જંગી બાહાદુર આ છે રોજ ઘરમાં પણ લડાઈ વીના બેસ તો નથી હમેશાં એક લાખ માંખી મારે છે

**ખુદાબક્ષ**—ખુદાવીંદ સબકી અરજ હૈ કી. કુચ્છ પોશાક મીલના ચાઈએ.

**વિદુષક**–બેશક બાહાદુરી શું કાંઈ ઓછી કરીછે. સીપાઈ જો આની સાથે ઘેલીઆ મોચીને કહીએ સારા શીકાર સુકલ તળીના બબે જોડા દેજે.

**નંદસેન**—બાહાદુર સીપાઈઓ પ્રધાનજી જ્યારે કચેરીમાં આવશે ત્યારે તેને પુછી સહુની લાયકી મુજબ પોષાક આપશું માટે હમણાં જાઓ. અમે પણ અશ્વ શાળામાં ઘોડા બાંધ્યા છે ત્યાં જોવા જઈએ છીએ.

**ચોપદાર**—કચેરી બરખાસ્ત.



## પ્રવેશ ૩ જો.

**સ્થળ રસ્તો પ્રધાન વૈલોચના ઘરનો દરવાજો.**

**પાત્રો**—દરવાન, પાછળથી વૈલોચન પ્રધાન પ્રવેશ કરેછે.

**દરવાન**—( વૈલોચનને પ્રવેશ કરતાં જોઈ ઉભા થઈ નમનથી ) માહારાજનો જય થાઓ.

**વૈલોચાન**—( દરવાન સામું જોઈને ) અરે આ કુંડળ અને શાલ તારી પાસે ક્યાંથી?

**દરવાન**—માહારાજ મને બક્ષીસ મળીછે.

**વૈલોચન**—( ગુસામાં ) અરે ક્યા પ્રસંગપર અને કોણે આપી છે.

**દરવાન**—હાલની કામગીરાપર રાજાજીએ આપી છે.

**વૈલોચન**—( ગુસામાં ) અરે ગમાર તું મને પણ રમાડે છે અરે શુ? મારા ઘરમાં તેને દાખલ કરેલ છે અરે નીમકહરામ આ લાંચ સારૂ મારૂં ઘર બગાડયું અરે અભાગી મૈ તુને શી વાતની ન્યુનતા રાખી છે. અરે તેનું તેં આ ફળ આપ્યું.

### રાગ ઇંદ્રસભા.

અરે નફટ મુર્ખ તુને શરમ નહી લગાર.
મુજ અવાસ આમ મુકી આથડયો ગમાર અરે ન૦

લુણ હરામ લાંચીઆ તેં કોને ઠારમાંય;
કોનાં કુંડલ કાન ધર્યાં અંગ ઉઠે લાય. અરે ન૦

અરે પ્રપંચી પાળ્યો તુને હૃદય ધરી પ્રેમ;
કથીર કર્મે નીવડયું ધાર્યું હતું મેં હેમ. અરે ન૦

**દરવાન**.—અંનદાતા મેં મારી દાનત બગાડી નથી મેં આ બક્ષીસ લીધી નથી પરંતુ મારે મોઢે ચુગલી ન ખાવી એમ ધારી લીધી છે અને જોઈને આપ પુછશો

તેથી અંગે ધારણ કરીછે કૃપાનાથ આપ વિચારોકે મારા પેટમાં કપટ હોયતો હું ઘરમાં ન રાખું.

**વૈલોચન**—અરે હવે ધીરજ રહેતી નથી જે વાત હોય તે વીસ્તારથી કહી દે.

**દરવાન**—એમાં વર્ણન શું કરૂં એક રાતે રાજાજી આવી જોર વાપરી એ અંદર દાખલ થયા મેં જે છુ-કર કરી છે તે ઈશ્વર જાણે છે.

## રાગ ચોપઈ.

સ્વામી શાંન્ત થાઓ તમે વીર, આપ હૃદય રાખો ધીર;
જે દીવસના ગયા ગામ, સુંનો મુંક્યો નથી મેં ઠામ.
રાંક માણસ નવ જાએ કોય, કોઈ જોરાવર જન હોય;
જે પ્રતે ન ચાલે તમારૂં, ત્યાં શું જોર ચાલે પછી મારૂં.
ન ઊઘાડું તો મારત તમને, પાછો દોષ ચડાવત અમને;
હતો વખત તે બહુ બારીક, મારા મારા મંનથી ધાર્યું મેં ઠીક.
મહેલ ચીરાવી માંહે જાત, ગામ સઘળે થાત પ્રખ્યાત;
લાંચ ખાઉં પ્રગટ શીદ કરૂં, જઈ ઘરમાં ન ખુંણે ધરૂં ?
તમ આગે ચાડી નવ ખાઉં, હું બોલતાં મન શરમાઉં;
યુગલ રૂપી કુંડળ ને શાલ, મેં જાણ્યું હું પામીશ વાલ.

**વૈલોચન**—બસ બસ ડાહાપણ મુક પછી તુંને હું ઠીક કરીશ આ સરવે તારાંજ ફેલ છે.

( ગુસામાં અંદર જાય છે. )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ વૈલોચન પ્રધાનનું ઘર.

**પાત્રો**—સુલોચના—કમળાદાસી—અને પાછળથી વૈલોચન.

**સુલોચના**—અરી પ્રણુનાથને ગયાં ૭ માસ થઈ ગયા હવે ધીરજ રહેતી નથી.

**કમળા**—બાઈ સાહેબ મુસાફરીનાં કામ છે. પરંતુ મેં કચેરીના માણસોથી સાંભલ્યું છે. આજ અવસ્ય આવશે.

**સુલોચના**—તે વાત કેમ ખરી મનાય.

**( રાગ બીહાગની ગજલ. )**

સુંણુ તું સખી પીયુ દર્શ વીના મુને સુખ નહીં લગાર;
ઝાંખો ચંદ્રને ઝાંખો દીપક દીસે સૌ અંધકાર. સુંણુતું.
ખાંન પાંન તજ્યું તુજને કહું પૃથ્વિ પથારી સાર;
શણુગાર તો સૌ તજ્યા એક ભુક્તનો અહાર. સુણુ તું.
ખાઈ પીઈ ખુશીમાં રહેતાં ના ગમ્યું જગદાધાર;
આવાસમાં હું એકલી વીધી લખ્યું લલાટ. સુણુ તું.
પિયુ છબી મમ પ્રાણુ સમ ગણી રાખું ઉર ઊપર;
કૃપાળ કષ્ટ નિવારજે ખરી ભકતી ધારૂં સાર. સુણુ તું.
ધોળું વસ્ત્ર ધરી મેં અંગે માળા ગ્રહી મેં હાથ;
તું ઈશ મુજ વ્રત દેખીને જલદી મેળાવ નાથ. સુણુ તું.

**કમળા— રાગ સીંહાનો કનરો.**

મિથ્યા બળાપો શીદને કરોછો દુખ અહરનીશ શીદ ધરોછો ટેક.
નેનથી નીત્યે આંસુજ ઢાળો વખત વૃથા તમે શોકમાં ગાળો. મીથ્ય.

પુર્ણું થઇ છે મુદત તમારી આવશે કંથ દે કષ્ટ નિવારી. મીથ્યા.
પ્રસંન થાશે પ્રભુજીજ પ્રીતે ધર્મ ધરે સદા શુધસુ ચીતે. મીથ્યા.

**સુલોચના**—સત્ય છે દાસી મારા સુભાગ્યે તું મને નીતીવાન અને જ્ઞાની મળી છે એટલે મને મોટી ધીરજ મળે છે એટલેજ આટલા દહાડા નિર્ગમન થયા, દાસી અરે આ કોણ અચાનક પ્રાણનાથ પધાર્યા.

( પ્રધાન વૈલોચન પ્રવેશ કરે છે. )

**સુલોચના**—પ્રાણનાથ વંદન કરૂંછું આપની તબીયત સારી છે? આહા કમળ સરખુ મુખાર્વીંદ કેવું કરમાઇ ગયું છે ઘર તે ઘર અને બાહાર તે બાહાર.

**વૈલોચના**—પ્રિયા શરીર તો તમારૂંએ સુકાણું છે. છોતો મજામાનાં.

**સુલોચના**—સ્વામીનાથ આપ બહાર પધાર્યા પછી મોજ મજા કેવી આપના વિયોગમાં હું એક ટાંણુ જમતી પથારીએ સુતી, ધોળું વસ્ત્ર ધરતી અને આપનું ચીંત્તવન કરતી એ રીતે દુખી દીવસો કાઢયા ત્યારે મારૂં શરીર તો સુકાયજ ના.

**વૈલોચન**—પ્રિયા તમારે એટલું બધું દુખ શા સારૂ સહન કરવું પડયું હું ગયો તો શું થયું તમારે મોજ મજા ન કરવી?

**સુલોચના**—(વિસ્મય પામીને) પ્રાણનાથ એવા ચુમકારી ઘા શા સારૂ કરો છો શું કાંઇ દાસીના જાતમાં બંગ ભાસ્યો છે હજી આવી. ઉભા નથી રહ્યા દરમ્યાંન

શોક શીદ કરાવો છો સ્વામીનાથ ઘેર ન હોય ત્યારે મારે કોની સાથે મોજ માણવી.

**વૈલોચન**—તેં તો મારો ત્યાગ કર્યો હતો પરંતુ પૃથ્વીમાં બીજા મોજ કરાવનાર નથી.

**સુલોચના**—(રડતાં) અરે હું આજનો દહાડો આનંદીત અને રળીઆમણો માનતી હતી પ્રાણનાથનું પ્રથમ દર્શના પરસ્પરના હેતનો ઉભરો પ્રેમ સહીત વાત ચીત એ સઘળું મારી નજરે રમી રહ્યું છે દરમીઆન પ્રાણનાથ આમ આવતાંજ કેમ કઠોર થઈ ગયા છો ક્ષમા કરો મુજ દોષ તાકીદે દરસાવો મેં જે વૃત પાળ્યું છે તે કોઈને દેખાડવા નહીં પરંતુ મારા ધર્મને માટે હતું અરે દયાળુ એવી વૃતી આપની કેમ થઈ ગઈ છે.

**વૈલોચન**—(ગુસામાં ઉભો થઈને) હે રંડા હે દુષ્ટ વ્યભીચારણી હે ધુતારી તારો ઢોંગ અને પાપી પ્રપંચ હવે મુકી દે અરે તારી કળા હું કળી શક્યો નહીં અરે અભાગણી સ્ત્રી તેં મને છેતર્યો છે અરે સ્ત્રીની પરીક્ષામાં હુંજ કાચો કે જેમ તેં કહ્યું તેમ મેં માન્યું અરે ભીન્ન ભીન્ન માણસો સ્ત્રીઓના અવગુણ ગાતા તે સરવેને હું તુને સાચી માની ધિક્કારતો અરે ખરૂં છે કે સ્ત્રી કોઈની નથી અરે દુષ્ટ રાક્ષસી તારી પાસે કોઈ આવ્યું ગયું હતું?

**સુલોચના**—(વિચારીને હે નાથ આપના કાન કોને ભર્યા છે સ્વામીનાથ થોડા દીવસ અગાઉ એક રાત્રે રાજાજી આવ્યા હતા તે કામમાં અંધ હતા તેમણે ઘણું કર્યું પરંતુ

હું પ્રાણ ત્યાગવા તત્પર થતા સુધી વશ થઈ નહીં એટલે પાછા ગયા. આ વાત હું નીરાંતે આપને કહેવાની હતી ઈશ્વરે મારૂં સત્ય રાખ્યું છે કાંઈ બગાડ થયો નથી.

**વૈલોચન**—( તરવાર મારવા જાય છે એટલે વચમાં દાસી પડે છે ) અરે શંખણી તારો ઘાર આવ્યો પાછો જાય અરે કુલટા તુને મારૂં સરવસ સ્વાધીન કરતાં પણ તું ન ધરાણી હાય હાય રંડા તું તારા જાતી સ્વભાવ પર ગઈ ધિક્કાર છે તારા માત પીતાને.

**સુલોચન** ( રડતાં ) રાગ. (આશાગોડી.)

સુમતી પ્રભુએ આપી પ્યારા પતી સુમતી પ્રભુએ આપી. ટેક.
નૃપતિની બુદ્ધિ ફરી હતી પ્યારા દુરમતી દીલથી કાપી. પ્યારા.
કોપ કરીને વચનો કથ્યાં મેં મન લીધું મુજ માપી. પ્યારા.
નથી ચુકી હું ધર્મજ મારો કુબુદ્ધિ ઉરે ન વ્યાપી. પ્યારા.
જ્ઞાને ચક્ષુએ ચેતીને નૃપતી ભગની કરી મને થાપી. પ્યારા.
વગર વિચારે રોષ કરોછો કેમ ઠરાવો છો પાપી. પ્યારા.

રાગ સૈયર દુખ શું દાખવું.

પ્રીય પતી રીસ તજો તમે નથી લુણુ હરામ;
ઈશ્વર સાક્ષી છે માહરો સાચું કહુંછું સ્યામ. પ્રીય પતી.
ચંદ્ર સુર્ય મારા સાક્ષી છે સાક્ષી જગદાધાર;
દાસી ભરૂંસો નવ કરો કહો તે કરૂં સાર. પ્રીય પતી.
સતી જો સત્યજ ચુકશે વરશે નહી મેહ;
કરે કુદ્રષ્ટી કોઈ જન ભસ્મ કરી નાંખુ દેહ. પ્રીય પતી.

પુત્રથી વધુ મને કોઈ નથી ખાઉં તેના સોગન;
કોતો પડું તાતા તેલમાં સાચું માનો જો મન. પ્રીય પતી.

**વૈલોચન**—ધુતારી હવે ફોકટ ફાંફાં માર માં.

**રાગ ક્ષત્રી કલંકનો.**

સો પુરૂષ કર્યે સતી હોય ચરીત્રો તું મુંક તારાંરે.
તે તો માનશે જે ભોળા જન હોય; ચરીત્રો.
દુષ્ટા ઘણાં કીધાં છે એવાં કામ. ,,
તારી દાસી પણ લુણહરામ. ,,
વસે તુજ સંગે તે છે તારી; ,,
વળી જાતની છે સરવે નારી. ,,
આવ્યો રાજા પાછો કેમ જાય. ,,
મારી પતીત ખોઈ હાય હાય. ,,
તુજ જંનની તણે તું પેટ. ,,
થઈ પાષાણ નહીં પડી નેટ. ,,
અગ્ની ધૃત ભેળાં કેમ હોય. ,,
સર્પ નોળનો મેળ કેમ હોય. ,,

અરે રંડા રાજાને તારો મોહ ક્યાંથી લાગ્યો તે કાંઈ ક મળવાની ઇચ્છાએ ચટકું બતાવ્યું હશે. ધિક્કાર છે તારા જન્મારાને કે આટલા દીવસ કામ જાળવી શકી નહીં અને મારો જન્મારો ખરાબ કરી નાંખ્યો.

**સુલોચના**—હે ઈશ્વર તું સર્વજ્ઞ છે તું આ કેમ સહન કરેછે અરે કૃપાનાથ દીન અને નિર્દોષ અબળા પર ખોટો જુલમ ગુજારો માં.

**કમળા–(રાગ તેરી માની આલમમે પરી હોવે તો મેં જાનું)**

સુણોને શાંમ રે મારા પુર્ણ તમે પ્રાણથી પ્યારા,
ઘડી ભર આપ હો ન્યારા નયનમાં નીરની ધારા. ટેક.

નથીજ મુજ બાઇ સત મુંકી નથી પ્રીય તુજને ચુકી,
ગ્રહી કર માળ સ્તવન કરે સદા તમ નામ હૃદય ધરે. સુણો.

પૃથ્વિની પથારી કરી ધર્મમાં વસ્ત્ર ધોળું ધરી,
સદા એક વાર તો જમવું સદા તમ નામ તો જપવું. સુણો.

છ માસ વૃત ધાર્યું આખર આ કલંક શીર આવ્યું,
નથી નૃપતીનો કીધો સંગ સદા તમ નામનો છે રંગ. સુણો.

( રાગ મેં જાનતીથી પરીઓસેં. )

રીસ તજોને ઉરથી પવીત્ર કામની,
રાત્ર દીન માળા ગ્રહી તમારા નામની. હો રીસ તજો.
કલંક દળ આ ક્યાંથીરે પડયુંજ અમ ઉપરે,
નેણે વરસે નીરધારા જાણે વહે નદી. હો રીસ તજો.
સત્ય શોધો સ્વામીજી જુઠ ના વદો.
ભગની તો કરીછે ભ્રાતે આમ શું વદો ? હો રીસ તજો.
નિશ્ચે નારી શુધ છે ઉરમાં અરે,
ધર્મ પાળે શુદ્ધ ચિતે ધીર ઉરે ધરે. હો રીસ તજો.

**વૈલોચન**—ધિક્કારીને જાઓ દુષ્ટ શંખણીઓ તમારી બાઈ સાથે તમે સરવે તે કામમાં સામેલ છો. રાજાને બોલાવીને તમે આ કાર્ય કર્યું છે. આજથી તમે જુદાં ગ્રહ

માં રહેજો અને કદી પણ મને મોં બતાવશો નહીં જલદી જાઓ અહીઆં ઉભાં રહેશો માં.

( સુલોચના ને દાસી રડતાં જાયછે ).

**વૈલોચન**—( એકલો ) સ્ત્રી જાતને ધિક્કાર છે છ માસ એકલી મુંકી તો આખર બગડી કવિએ કહ્યું છે તે ખોટું નથી.

विद्या विनता वेल नृप नही जाने कुळ जात;
प्रसंग रहेजे पासनो ते साथे लपटात.

સત્ય છે આ કહેવત ખોટી નથી અરે મને યાદ આવ્યું કે જે દીવસે હુ રવાના થયો તેમાં એટલી ઉતાવળનું કારણ એજ હશે હવે હું સમજ્યો. પહેલેથીજ સંકેત રાજાજી કેવા શીળવ્રત ધારી કે પાપનું પગલું ન ભરે, આ સત્ય તો જેમને ગમેજ નહીં પરંતુ રાજાજીને કોઈએ આ ચાળે ચડાવેલ હશે પરંતુ આ વેર જો હું મુંકું તો હું વૈલોચન શેનો [ હાથમાં પાણી લઈને ] હે દુષ્ટમતી બ્રમ વ્યભીચારી રાજા તેં તારા કૃરજન ઉપર કુદ્રષ્ટિ કરી કુકર્મ કર્યું છે મારૂં ઘર બગાડી મારા સુખનો નાશ કર્યો છે અને મારો જન્મારો બગાડી નાંખ્યો છે અરે રતી સુખમાં લપટાએલ રાજા જો મારૂં નામ મારી જનનીએ બરાબરા ધરાવ્યું હોય તો તુને મારે હાથે માર્યા પછી મને નીરાંત વળશે મેં તારૂ અનાજ ખાધું છે આ હાડ ચામડી તારી ગણાય પરંતુ પોતાની સ્ત્રીના પતીવ્રતપણાનો જુસ્સો હું

જાળવી શકતો નથી અરે મારા મન પર એટલું આ વેર જુસ્સો ચલાવે છે કે હું વજ્ર હૈયાનો બની ગયો છું મારા મન પર હવે દયાની અસર થનાર નથી અરે તારા આ જુલમી કૃત્યને માટે મારી પ્રતીજ્ઞા પાળવીજ પછી હું ઈશ્વર પાસે ગમે તેવો ગુનેગાર ગણાઉં પરંતુ હાલતો સારાસારી રાખવી કેમકે ચેતી જાય તો પછી લાગમાં આવે નહીં.



## પ્રવેશ ૫ મો.

### સ્થળ આગલું જંગલ.

**પાત્રો**—રાજા પાછળથી પ્રધાન વૈલોચન.

**નંદસેન**—બપોર થવા આવ્યા પરંતુ શિકાર હાથ પડયો નહીં હવે તો ઘર તરફ જાઊં કેમકે ભુખ અતીશે લાગીછે

( વૈલોચન પ્રવેશ કરેછે )

**વૈલોચન**—અહો માહારાજ બપોર થઈ ગયા ત્યાંસુધી ભુખ્યા તરસ્યા જંગલમાં ફરોછો કૃપાનાથ હવે પધારો ગામ તરફ.

**નંદસેન**—પ્રધાનજી અચાનક તમે આંહી આવ્યા તે જોઈ અચંબો પામું છું આ એકલા ક્યાં જાઓ છો.

**વૈલોચન**—માહારાજ મને ખબર પડી કે સવારના આપ શિકારે નીકલ્યા છો અને બપોર સુધી આવ્યા નહીં માટે આપને વાસ્તે ખાવાનું લઈ એકદમ આવ્યો કે કદાચ આપને ભુખ લાગી હોય.

**નંદસેન**—સાબાશ છે મંત્રીવર તમે મારે માટે કેટલી કાળજી રાખોછો તેનું વર્ણન કેમ થાય તથા તે ઉપકાર કેમ ભુલાય ચાલો હવે પાસેના બાગમાં જઈ જરા વાર વીસામો કરી ખાઈ પીઈ સાંજના ગામમાં જશું તેમજ ત્યાં શંકરનું મંદીર છે જેથી દર્શન પણ થશે. શિકાર પાછળ પડતાં લોભમાંને લોભમાં બહુ વાર થઈ હવેતો ભુખ્યાં અંધારાં આવેછે.

**વૈલોચન**—પધારો આ બાગ છેટે નથી ત્યાં ભોજન કરી આરામ કરો.

(બને પાસેના બાગમાં જાય છે. )

**નંદસેન**—(શંકરને મંદીરે જઈ)સ્તુતી શાર્દુલવિક્રીડીત છંદ

ભાલે ચંદ્ર'વિભૂતી ધારણ કરી અર્ધાંગ ઉમયા સદા.
ગાજે ગંગ જટા વિષે નિશ દિને ટાળે દુખો સર્વદા.
મૃગ ચર્માદી સુવસ્ત્ર ધારણ કરી સેવો સદા યોગને.
ક્રીડા સર્વ સ્મશાનની પ્રીય અતી ત્યાગી સહુ ભોગને.

**વૈલોચન**—માહારાજ દર્શન કર્યા હવે પધારો આ સુંદર ઝાડ નીચે પથારી કરી રાખીછે ત્યાં બેસી ભોજન કરી લ્યો.

**નંદસેન**—ચાલો શું બાગની સુંદર રચના છે.

[નંદસેન જમે છે અને પ્રધાન પાસે બેસે છે ]

**વૈલોચન**—માહારાજ લ્યો. પાન અને સોપારી પછી જરા વાર આ પથારી પર આરામ કરો આજ તડકે બહુ હેરાન થયા હશો.

**નંદસેન**—હા લ્યો હું સુઈ જાઉં છું તમે બેસજો.

(રાજા નીંદ્રા વશ થાય છે.)

**વૈલોચન**—રાજાજી નીંદ્રા વશ થઈ ગયા ઈશ્વરે લાગતો સારૂ મેળવ્યો છે. જો ગામમાંથી મહારાજ ભેળો ની કલ્યો હજી તો આપણુને સરવે પુછે મને ખબર પડી કે માહારાજ શીકારે ગયા છે કે તરત વાંસે નીકળ્યો અને આંહી ભેળા થઇ ગયા હવે કામ કાઢી નાંખુ દયા ખાવી નહીં પછી આવો લાગ મળનાર નથી મારી દાટીને ચાલ્યો જાઊં

(રાજાની છાતીપર ચઢી છરીથી ગળામાં કાપ મુકેછે ઉતાવળે એક ખાડામાં નાખી ધુળવાળી ઘોડાને હાંકી મુકે છે.)

**માળી**—(સ્વગત) અરે હું આંહી સંતાઈને ઉભો છું એટલા સારૂ કે રાજાજી તથા પ્રધાનજીને નીરાંતે બરાબર નિહાળીને જોવાય પણ પ્રધાને તો ગજબ કર્યો હાય હાય રાજા જેવી જરા વારમાં ભાંગી નાંખી અરે રાજાએ તેનું શું બગાડયું હશે અભાગીઓ ઇંદ્રાસન સુખ માને છે તે રાજાને પ્રતાપે છતાં કાંઈ દયા આવી નહીં ખેર હવે તો તેજ ધણી છેના આપણે કોઈને કહેવું નહીં ગરીબ માણસ મરાઈ જઈએ ઢોલ વાગે ત્યાં ડાકલું કોણ સાંભળે. ચાલ ભાગી જાઊં દેખશે તો વળી મને મારી નાંખશે.

(જાય છે.)

**વૈલોચન**—કેવી મજા પડી કે કોઈના દેખવામાં પણ આવ્યું નહીં હવે મને નીરાંતવળી ચાલો હવે ગામમાં જઈ સુખ શાંન્તી કરીએ.

(જાય છે.



# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રાજમહેલ.

**પાત્રો**—મધુમુખી તથા દાસી સુશીલા.

**મધુમુખી**—દાસી સાંજ પડવા આવી છતાં માહારાજ પધાર્યાં નહીં આજ સવારના ગયા છે. બપોરે પણ જમ્યા નથી આખો દીવસ કાંઈ રોકાય નહી ઐત્રણ વારતો કચેરીએથી પણ જરૂર આવે માટે સત્વર જઈ તપાસ કરી આવ્ય.

**સુશીલા**—( નમનથી ) બાઈસાહેબ હમણાંજ હું તે તરફથી ચાલી આવું છું કચેરીનાં માણસો તથા દોડીના સિપાઈઓ પણ એજ વિચાર કરે છે કે માહારાજનાં આજ બીલકુલ દર્શન થયાં નથી તેઓ પણ કહેતા હતા કે કોઈ દીવસ કચેરીમાં આવ્યા વિના રહે નહીં ઉલટા મને પુછવા લાગ્યા કે આજ મહેલમાંથી માહારાજ કેમ પધાર્યા નથી. તબીયત તો સારી છેના.

**મધુમુખી**—હાય હાય ત્યારે હવે હું શું કરૂં.

**કુંવર**—માતાજી આમ ગભરાઓમાં પ્રધાનજીને બોલાવી તપાસ કરાવીએ.

**મધુમુખી**—દાસી તું જા અને પ્રધાનજીને સત્વર બોલાવી લાવ.

**સુશીલા**—આજ્ઞા લ્યો હું જાઊં છું. (જાય છે)

**કુંવર**—માતાજી મને અત્યારસુધી ખબર નહતી. હું આપને મળવા આવતો હતો. ત્યાં તમે એજ વાત કરતાં હતાં તેથી જાણ્યું હવે હું માણસો સાથે લઈ ઠેકાણે ઠેકાણે ફરી તપાસ કરૂં.

**મધુસુખી**—બેટા તારી ઊંમર હજુ નાની છે. તેં ટાઢ તડકા દીઠા નથી તુંને હું મારી આંખ આગળથી વેગળો નહીં કરૂં.

( દાસી તથા પ્રધાનજી પ્રવેશ કરે છે. )

**પ્રધાન**—( નમન કરીને ) માતાજી શું આજ્ઞા છે.

**મધુસુખી**—પ્રધાનજી માહારાજ આજ ગુમ થઈ ગ. યા છે. માટે જલ્દી તપાસ કરાવી બાતમી કાઢો.

**વૈરોચન**—માતાજી અત્યાર સુધી હું તેજ કામમાં હતો માહારાજ સવારે શીકારે પધાર્યા છે. એવી ખબર મળી હતી હવે જેવી આજ્ઞા.

**મધુસુખી**—સત્વર સોધ સારૂ વિશ્વાસુ માણસ ચો- તરફ રવાના કરો.

**વૈરોચન**—માતાજી આપણા વિશ્વાસુ સરદારો અભે સિંહજી તથા રામસિંહજી તથા બીજા બાહાદુર સીપાઈ- ઓને જુદાજુદા મોકલું છું તેઓ પાતાળમાંથી પતો કાઢશે વળી બાતમી લાવનારને હજાર રૂપૈઆના ઈનામનો ઠરાવ જાહાર પાડું છું એટલે સર્વ તપાસ કરવા નીકળી જશે.

હવે હું રજા માગું છું આહીથી જઈ માણસો રવાના કર્યા પછી પાણી પી-શ. (જાયછે અને જતાં જતાં રસ્તામાં ) ગમે ત્યાં શોધે બંદાને યોગ એવો મળ્યો કે કોઇને ખબરજ પડે નહીં મર સાલા ગોતીને મરે ).

મધુમુખી— રાગ. લાવણી.

મુજ હાર હૈયાનો ગુંમ થયો ક્યાં ઈશ.
નથી ભાળ લાગતી નમું નમાવી શીશ.

મને બહુ લડાવ્યા લાડ નહી કાંઈ ખામી.
હશે પુર્વ જન્મનાં પુન્ય આપને પામી.

હવે કેમ જશે મુજ દીંન આપ વિયોગે.
નથી ગુંજ કરી મુજ સાથે મળી સંયોગે.

તજી મને તમે ક્યાં જોડયું જીવન મન,
હવે ધિક ધિક મુજ જન્મ બળે છે તન,

નકી વાંક મુજમાં પડયો પ્રાણથી પ્યારા,
શા દુખે છોડયું રાજ થયા કેમ ન્યારા.

દયો દર્શન મુજને આનંદ અદકો થાએ,
નહીં ચેન પડે મુજ નાથ દુખ દીલ થાએ.



## પ્રવેશ ૨ જો.

### સ્થળ રસ્તો બજાર.

પાત્રો—જગડુશા-ફોફલશા-પાનાચંદ કલ્યાણ.

ફોફલશા—કેમ જગડુશા કાંઇ ખબર સાંભળી રાજાજી ખોવાના છે.

**જગડુશા**—ખહુ છે શેઠ આજ બહાં માનસ શેડી એ શેઠીએ ઈજ વાડુ કડે છે.

**પાનાચંદ**—તાડે હવે કેમ થાશે ફોફ્ડ કાકા.

**ફોફળશા**—કેમ થાશે સું ડોંડના હું ને તું ગાડીનહી બેસીએ કુવડ છે કેડના ગાભા જેવો.

**કલ્યાણ**—પન શેઠ બીજા રાજા એવા થાય નહીં આહા રૈવટને દીકડા જેમ રાખી હવે એવા રાજા કાંઈ દેખવાના સઇએ.

**જગડુશા**—ઠાવુ હતું તે ઠયું રોટલા તો ખાઈએ.

[ જાયછે ]



## પ્રવેશ ૩ જો.

### સ્થળ કટજંગલ.

**પત્રો**—ખુદાબક્ષ-વજીરખાં-દરીઆવખાં-તીસમારખાં.

પાછળથી વિદુષક અને અભેસિંહજી અને રામસિંહજી '

**ખુદાબક્ષ**—[ પોતાના સાથીને સામેથી આવતાં જોઇને ] સલામ આલેકુંમ દરીઆવખાં તુમ કીધરથે હમ તો ચાર રખડ રખડકે થક ગએ ઔર આકાશ તલક પહુંચેથે લેકીન રાજાજીકા પતા નહીં મીલા આહા કયા બાત કરેં તોબાહ અલ્લા બીચમેં કીતને ધીંગાણે ભુત, જીન સબકુ માર મારકે જહું લું ઈધર પહુંચેહૈ.

**દરીઆવખાં**—[ સલામ કરીને ] દોરત હમબી પા-

તાલ તક પહુંચેયે લેકીન રાજાજીકા પતા હમકુબી ન મીલા બોત તાજુબીકી બાત હૈ અલ્લાહ એસા રાજા,કોઇ હોને વાલા નહીં હૈ અપની નોકરીકી કદર પીછાનને વાલાથા અલ્લાહ જાને ક્યા હુવા.' તુમેરેસેં જુદા પડકે હમબી બોત બહાદૂરી કરકે તોબાહ ગુજારતે ઈધર પહુંચે હૈ દુસરા તો પોચેબી નહીં

**વિદુશક**—( પ્રવેશ કરીને ] આહા શું મીયાં ભાઈની બહાદૂરી એક આકાશમાં પોચી આવ્યો તો બીજો પાતાળમાં પેસી ગયો હતો વળી ધીંગાણુંનો તો કાંઈ પારજ નહીં આહા કેવા ઘાયલ થયાછે.

**તિસ્માારખાં**—વિદુષક તુમેરે જેસી હમકુ મજા નહીં હૈ હમેરી રોટી હક હૈ તુમેરેકુ ખાના પીના ઓર ખોટી ખોટી બાતાં કરનાં ઓર લુંટ લેનાં બાહાદુરી કામ બોત કઠીન હૈ.

**વિદુષક**—ક્યાંઈ સુઈ નોતા રહ્યા ના હું તો જાણું છું કે ખરચી બંધાવી હતી તે ખાઇ રહ્યા હશો ત્યારે પાછા ઘર તરફ આવવા નીકલ્યા છો.

**દરીઆવખાં**—ક્યું સોવે હમ ક્યા સોનેકુ ગયા થા હમેરી તો રખડ રખડકે જાન નીકલ ગઈ હૈ મસ્કરી તો તુમકુ યાદ આતી હૈ.

**વજીરખાં**—દોસ્ત દરીયાવખાં ક્યાં બાત કરૂં એક પરી મેરીપર આશક હુઈથી બોલી કે મેં તુજકુ છોડુંજ નહીં ફેર દગા દે કે ઈધર ચલા આયા અબ વો માશુક મેરેકુ બોત યાદ આતી હૈ.

વિદુષક—ખુદાને તુરબી એસાજ બનાવા હૈ પરીકી ક્યા તાકાદ હૈ ગધીબી આશક હો જાએ એ નમુન કીધર હોને વાલી હૈ કયા?

ખુદાબક્ષ—અબ છોડ દો. એ કીસા ઈધર બેઠકે કુચ્છ નાસ્તા પાંની કર લેવે કયું વિદુષક આ જાઓ.

વિદુષક—તમારી વાતો સાંભળીને મારૂં તો પેટ ભરઈગ-યું છેમારા બાપ આંહી જંગલમાં ભોગ લાગ્યા કે આવી ચડયો.

વજીરખાં—સાબ હમતો એસી જગેમાંજ ફીરને વાલે હે હમેરા કોઈ નામ લેવે તો કયું આબાદ જાવે બે ધડક બેઠો ઈધર.

(ટાઢા રોટલાના કડકા હોકાના દેવતાપર શેકીને ખા-ય છે એટલામાં બેસીદી તથા સીદણો જંગલમાંથી નીકળે છે તે જોઈને સરવે ડોળા ચડાવી જાય છે અને થરથરે છે.)

વિદુષક—(ભાગતાં) બહાદુર લડવૈએ સબ મર ગયા કયા એબી ધીંગાણું હૈ ઓપરીપર આશક હોનેવાલે.

(સંતાઈ જાય છે)

ખુદાબક્ષ—(થરથરતાં) દેખ એ શમશેર (તરવા-ર હેઠી પડે છે ને મ્યાન હાથમાં છે રાક્ષસ તેરેસેં હમ નહીં ડરતે હૈ. ઘણું મીસે હોયગે એ હાથ દુસરે હૈ અરે મારો ઉઠો સબ ક્યા હીંમત હાર ગએ હો.

તિરમારખાં—(બંદુક તાકે છે) અબી મારતાકું (થરથરે છે.)

[ સીદી તરવાર ઉગામતાં પાછા બંને પડી જાય છે. એટલે સીદી તથા ઓરતો ઉલખા અને ઢોલકી લઈ નાચે છે કેમકે શીકાર મળ્યો છે)

**ખુદાબક્ષ**—હમતો મર ગએ અલ્લા.

**તિસ્મારખાં**—મેંખી પુરા હો ગયાહું દેખો એ સબકુ મારકે ખા જાયગા ધરમ નીમ સમાલ લો.

**વજીરખાં**—અબ બાલ બચ્ચેકા ક્યા હાલ હોગા.

**દરીઆવખાં**—એસી ખબર હતી તો નીકલ તેબી નહીં.

( અભેસિંહજી તથા માનસિંહજી પ્રવેશ કરે છે. )

**અભેસિંહ**—ભાઈ આવા બીહામણા જંગલમાં માણુસોનો સાદ સંભળાય છે. તે કોણ હશે વારૂ.

**રામસિંહજી**—( જોઈને ) માણુસો તો આપણા સિપાઈ જેવાં લાગે છે. ( પાસે આવતાં ) બેશક તેજ છે. દુશ્મનથી ઘેરાણાં છે ચાલો તેને બચાવીએ નહી તો હમણાં મારી નાખશે.

**સીદી**—( અભેસિંહજીને ઘોડેથી હેઠે ઉતરવા ઈશારત કરે છે.)

(સામ સામું યુદ્ધ થતાં સરવે સીદીઓને મારી નાંખે છે.)

**રામસિંહજી**—( સીપાઈઓને ) અરે તમે આંહી આવી ક્યાં ફસાણા.

**તિસ્મારખાં**—( ઉઠીને ) સાબ મેંને તો બાત કી-

મત કરી લેકીન એ સબ નામરદ હોકે પડા જાય મેં એકીલા ક્યા કરૂં.

**વજીરખાં**—સાલે દેખતેતો પેલે તું પડ ગયા હમ ક્યા કરે.

**અભેસિંહજી**—હવે છોડો જીકર ચાલો જલદી તડકો થાય છે. (જાય છે.)



## પ્રવેશ ૪ થો.

### સ્થલ રસ્તો.

**પાત્રો.** પ્રધાન, અભેસિંહજી, રામસિંહજી, નગરશેઠ, વિદુષક વીગેરે.

**અભેસિંહજી**—પ્રધાનજી રાજાજીની તપાસ અર્થે અમે તથા માણસો જુદે જુદે સ્થલે જઈ આવ્યા પરંતુ ક્યાંઈ પતો મલ્યો નહીં માટે હવે આપણે સરવે રાણાજી પાસે જઈ હેવાલ રોશન કરીએ પછી જે પ્રમાણે હુકમ થાય તે પ્રમાણે કરીએ કહો શું મરજી છે.

**પ્રધાન**—તમારો વિચાર બરાબર છે એમજ કરવું ઘટીત છે કેમ શેઠ.

**નગરશેઠ**—ખરૂ છે ચાલો આપણે તૈયાર છીએ.

(સરવે જાય છે.)

## પ્રવેશ ૫ મો,

### સ્થલ રાણી મહેલ.

**પાત્રો.** પ્રધાન, અભેસિંહજી, રામસિંહજી, નગરશેઠ, વિદુષક વીગેરે.

મધુમુખી—અરે માણુસો પણ તપાસ કરીને આવ્યા નહીં ઘણા દીવસ થઈ ગયા.

### રાગ ભરથરી.

મેડીથી મોલે તમે આવતાં પગ દુખતા મારા નાથજી;
પાદર પુરરે દીઠું નથી વિચર્યા વન મોઝારજી. મેડીથી.
ભનાંરે ભોજન મન ભાવતાં ક્ષણ ક્ષુધા ના સેવાયજી;
પાણીરે પીતા પળે પળે કોણ કહેશે ક્ષમાયજી. મેડીથી
હાજર નારી હજુરમાં જોતી વાર હજારજી;
ક્ષણું એક સુનાં મુકયાં નથી કોણ કરશે ત્યાં સારજી. મેડીથી.
શું મુજ વાંક પડયો પીયુ લોપ્યાં નથી વચનજી;
કયારે મળશો મુજ કંથજી આવી ઠારો લોચનજી. મેડીથી.

સુશીલા—બાઈ સાહેબ થવામાં કાંઈ બાકી નથી રહી પરંતુ ઉપાય શું (સાંભળીને) અરે આ બહાર બોં-બાટ શું છે તે જોઈ આવું (જોઈને) બાઈ સાહેબ માહા-રાજની તપાસ ગયેલા માણુસો આવવા પરવાનગી માગેછે.

મધુમુખી—સત્વર પ્રવેશ કરાવ. હે ઈશ્વર કાંઈ સારા સમાચાર દેવરાવજે.

(સરવે માણુસો પ્રવેશ કરે છે અને બેસે છે.)

રામસીંહજી—માતાજી અમે ચોદીશે પંડે ફર્યાં વંન વંન, તીર્થ નદી નાળાં પહાડ જંગલ સર્વ ઠેકાણે શોધ કરી પરંતુ પતો લાગ્યો નહીં તેમજ આપણા સીપાઈઓ દેશો દેશ રખડી આવ્યા આ તો કેવળ દૈવ કોપ થયો છે હવે તો માત્ર આકાશ પાતાળ જોવાં બાકી છે જાણે સ્વદેહે સ્વર્ગમાંજ ગયા ન હોય.

વિદુષક—આકાશ પાતાળ જોવાં બાકી નથી ત્યાં આપણા બાહાદુર લડવૈયા જઈ આવ્યા છે.

વૈલોચન—(નિસાસો નાંખીને) હરી હરી હે દૈવ આતે તારો શું કોપ આવા ધર્મીષ્ટ દયાનિધી નૃપતિને આમ અરે મને તેનાં વેણ હરઘડી યાદ આવે છે ત્યારે હ્દય ભરાઈ આવે છે આપણે તો હવે બાવા થઈ તેની શોધમાં જવાના.

અભેસિંહ—બધાએ બાવા થશો ત્યારે આ રાજ કોણ સંભાળશે જાણતા નથી કે કુંવર હજી બાળક છે ખરો ધર્મ તો હવે બજાવવાનો છે નિમક પાણી હલાલ કરવું તે હવે છે ઈશ્વરે જે બનાવ્યું તે ખરૂં માથે નાંખીને ઉપાડવી માતાજી હવે શું વિચાર છે ગાદી સુંની રખાય નહીં.

મધુમુખી—(રોતાં) કુંવરને ગાદીએ બેસારો હાય હાય અંતે પતો મલ્યો નહીં હવે હું કેમ કરીશ પ્રાણનાથ આપ આમ બોલ્યા ચાલ્યા વીના ક્યાં ગુમ થઈ ગયા.

નગરશેઠ—બા હવે અફસોસ કરવો નહીં. મારી

વાત સાંભળો તમે કુંવરને ગાદી બેસારશો અને રાજાજી પાછા આવશે તો.

**મધુમુખી**—ઓહો એવાં ભાગ્ય ક્યાંથી અમે ભજન કરશું અને કુંવરને જોઈને અમારી આંખો ઠારશું.

**પ્રધાન**—ઠીક ત્યારે કરો કાલ પટાભિશેકની તૈયારી કેમ માતુશ્રી.

**મધુમુખી**—હવે તેમાં કાંઈ ચાલશે.

**નગરશેઠ**—ચાલો ત્યારે સરવે સૌ સૌનાં કામમાં પડો. (જાય છે.)



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ પ્રધાનનું ઘર.

**પાત્રો.** વૈલોચન સીપાઈ પાછળથી માળી.

**વૈલોચન**—(સીપાઈને) અરે હું આજ ફુલ વીના બેસી રહ્યો છું માળી હજી કેમ આવ્યો નહીં આજ મારે જમવાનું મોડું થશે.

**સીપાઈ**—સાહેબ આપ પુજનમાં ફુલ વાપરો છો તે તો હું રોજ બગીચાની સંભાળ કરવા જાઉંછું ત્યારે લાવુંછું બાકી માળી તો હમેશાં મોડો આવે છે.

**વૈલોચન**—(ગુસામાં) હરામખોર રોજ મોડો આવે છે ત્યારે તું વાત કેમ કરતો નથી આજ આવે ત્યારે કહેજે પાંશરો કરી દઉં. (માળી પ્રવેશ કરે છે.)

**સીપાઈ**—( જોઈને ) લ્યો આ આવ્યો સાહેબ.

**માળી**—કેમ છે ભાઈ કેમ મને સંભારવો પડ્યો.

**વૈલોચન**—( થપાટ મારીને )હરામખોર તું હમેશ મોડો કેમ આવે છે શું તુંને વાડી આપી તેથી ફાટી ગયો છે શું ?

**માળી**—સાહેબ હું તો વેલો આવુંછું મારો શાબ ધણી છો.

( માળી રોતો રોતો વાડી તરફ જાય છે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ બગીચાની ઝુંપડી.

પાત્રો—માળણ—પાછળથી માળી.

**માલણ**—( માળીને જોઈને ) આજ આમ કેમ આંખો લાલચોળ થઈ છે.

**માળી**—( ગુસામાં ) ઠીક છે બંધુ ગુણના ભાઈ દોષ દુષ્ટે રાજાને મારી ચંપાં હેઠે દાટ્યા તેજ દિવસ જો દરબારમાં જાહેર કર્યું હોત તો આજ કાંઈ માર ખાત આજ તો ભાઈ કઈ દીવસના ફાંસી ભેળા થયા હોત પણ આપણે ગરીબ માણસ જાણીએ કોણ બોલે.

**માલણ**—આ શું બોલો છો કાંઈ કેફ તો કર્યો નથી ના રાજાને કોણે માર્યા.

**માળી**—હું જે બોલુંછું તે ખરું છે માર ખાધો તો મર ખાધો પરમેશ્વર તેને પુછશે.

**માલણ**—પણ કહો તો ખરા અરે રાજાને માર્યાની ખબર છે ત્યારે શું છુંપાવી બેઠા છો રંગ છે. તમારી છાતીને અમારા પેટમાં તો ન સમાય.

**માળી**—પણ કોઇને કહીશ માં હો જો એક દીવસ રાજા તથા પ્રધાન આ બાગમાં બપોરે આવ્યા હતા રાજા જમીને સુઈ ગયા ત્યારે પ્રધાને છરો લઈ રાજાને મારી આ ચંપા હેઠ દાટયા છે.

**માલણ**—સાચી વાત છે? ત્યારે માણુસો તો ૭ માસથી શોધે છે.

**માળી**—મરને ગોતી ગોતીને મરે પાપીએ દાટયા છે તેની બીજાને શી ખબર.

**માલણ**—ત્યારે હું આ હકીકત રાણીજીને કહેવા જાઊં છું.

**માળી**—નહીં નહીં આપણે છતું નથી કરવુ ગોટાવા દે.

**માલણ**—અરે હમણાં પ્રધાનના ભુકા કઢાવી નાખુ જો પીટયો મારવા શીખ્યો છે શું તારૂં ખાઈએ છીએ? કામ તો બહુ સારૂં કર્યું છે હું તો આ ચાલી. ( કાખમાં ફુલની છાબડી મારીને જાય છે. )

**માળી**—અરે મેં ઠીક ન કર્યું સ્રીના પેટમાં વાત રહે ક્યાં ભોગ લાગ્યા કે વાત કરી નકી પ્રધાનનું મોતજ આવ્યું છે. મને ન માર્યો હતતો કાંઈ થાત.



## પ્રવેશ ૮ મો.

### સ્થળ રાજમહેલ.

**પાત્રો**—મધુમુખી, સુસીળા, કુંવર, પાછળથી માલણ.

**મધુમુખી**—હરીહરી શો જુલમ થઈ ગયો કંઈ ખબર જ ન પડી હે પ્રાણાધાર હવે આપણે ક્યાં મળી વાત કરશું આપણી મુર્તી મારી નજરે રમેછે.

**સુશીળા**—બાઈ સાહેબ આપણા નેત્રમાંથી રાત્ર દીવસ નીર સુકાતું નથી ખાંનપાન ત્યાગ કર્યુંછે ઈશ્વરે જે કર્યું તે શીરપર ચડાવવું.

(કુંવર પડદે સાંભળી પ્રવેશ કરેછે.)

**કુંવર**—(નમીને)માતાજી હે દયા સાગર આપ આમ શોકમાં અર્ધાં થઈ ગયા છો પરંતુ મારે હજી આપનો બહુ ખપ છે અરે આમ કરશો તો પછી મારૂં કોણ અરે મને હુકમ આપો તો હું પંડે શોધમાં જાઊં આપનું રૂદન મારૂં હૃદેય ભેદી નાંખેછે.

**મધુમુખી**—પ્રિયપુત્ર હું એક પીડામાં પડી છું વળી તુંને બહાર મોકલતાં બીજી ચિન્તામાં પડું હુંતો તુંને મારી આંખથી જરાવાર દુર કરનાર નથી

(માલણ પ્રવેશ કરેછે.)

**માલણ**—માતાજી મેં માહારાજનો પતો ઘણી મુસ્કેલીએ મેળવ્યોછે પરંતુ તે પત્તો કાંઈ આપના શોકને શાંતિ કરનાર નથી.

કુંવર—[આશ્ચર્ય પામીને] ગમે તેમ હોય તેની ફીકર નથી પરંતુ સત્વર કહી દે.

મધુમુખી—અરે મારી વિશ્વાસુ માલણ તારા કહેવાનો ભાવાર્થ હું સમજી ગઈ છું પરંતુ જે હકીકત હોય તે કહી દે વીલંબ લગાડમાં.

માલણ—બાઈ સાહેબ તમારા પ્રધાને માહારાજને બાગમાં મારી ચંપાના ઝાડ નીચે દાટયાછે તે આપના માળીએ નજરો નજર જોયું છે પણ બીકથી તે બોલી શકયો નથી.

મધુમુખી—અરે લુણહરામ અરે દગાખોર તારૂં શું બગાડયું હતું કે મારો જન્મારો બગાડી નાંખ્યો અને તેમાં તુંને શું લાભ મળ્યો. [ રો કકળ થાય છે. ]

કુંવર—માતાજી શાંન્ત થાઓ એકવાર પુરો તપાસ કર્યા વીના વાત બહાર પડેથી નુકશાન કેમકે મને અસંભવીત લાગેછે. માટે મરજી હોય તો હું જાઉં

મધુમુખી—સાથે માલણને લેતો જા.

કુંવર—માલણ ચાલો મારી સાથે તમારા બગીચામાં અને મને બતાવો. [બંને જાય છે)

મધુમુખી—અરે પાપી પ્રધાન સર્વ સાથે તું આંહી આવી કેવા શોકના ઢોંગ કરતો હતો અને કહેતો હતો કે હું તો બાવો થઈશ ધિક્કાર છે ધુતારા તારા માત તાતને કે એસવાની ડાળ વાઢી નાંખી.

સુશીલા—બાઈ સાહેબ. ભાઈ પધાર્યા છે તે આવે ત્યાં સુધી અકળાઓમાં ત્યો હું વાયુ નાંખું છું.

(કુંવર તપાસ કરી પ્રવેશ કરે છે)

**કુંવર**—(રોતાં) માતાજી વાત સત્ય છે. પ્રધાને જુલમ ગુજાર્યો છે અરે મારા પીતાની મંગળ મુર્તી નીહાળી હું ઘેલા જેવો બની ગયો છું અને ધીરજ રૂહેતી નથી અરે મારો ભભરો હું કયા સમાવું અરે પ્રધાન પાપી, ચંડાળ, હત્યારા તારૂં શું સારૂં થશે (પોતાની માને)માતાજી હવે શી આજ્ઞા છે મને તો કાંઈ સુઝતું નથી.

**મધુમુખી**—સત્વર પ્રધાનને કેદ કરાવી ફાંસી દે. અને મને સતી થવા પરવાનગી આપ કે મારા સ્વામીથી છેટુ પડે છે.

**કુંવર**—[સજળ નેત્રે] માતાજી એ પરવાનગી મારાથી કેમ અપાય કૃપાળુ મારી ઊંમર નાની છે આપ સતી થાઓ પછી મારૂ રક્ષણ કરનાર કોણ જુઓ પ્રધાને તો આવું કામ કર્યુંછે આપ સતી થશો તો પછી દુખનો માર્યો હું પણ મરીશ.

**મધુમુખી**—(વિચારીને)સર્વ સત્ય છે અરે હું કેવી અભાગણી પતી પાછળ સતી થવાનો લાભપણ મળ્યો નહી હે પ્રભુ ભવોભવ મને એ ભરથાર આપજો આ રાજ હવે ઞાતમી થયું છે મારે પુત્રના રક્ષણની જરૂર છે.

**કુંવર**—માતજી પ્રધાનને કેદ કરવા બીજો કોઇ હિંમત ધરશે નહીં માટે મામા અભેસિંહજીને મોકલું તો કેમ?

**મધુમુખી**—તેમ કર અને મહારાજની લાશને મ-

થમ જ્યાં દાટયાં હોય ત્યાંથી કઢાવી દહન ક્રીયા કરો, પછી નીરાંતે જે કરવાનું હોય તે કરો.

કુંવર—ભ્યો ત્યારે હું જાણું છું



## પ્રવેશ ૯ મો.

### સ્થળ પ્રધાનનું ઘર.

**પાત્રો**—સુલોચના–દાસી, કમળા.

**સુલોચના**—દાસી સ્વામીથી છેટા પડવું એ શિક્ષા સ્રીજાતીને મોટામાં મોટી છે. અરે ઈશ્વર આ આફતનો આરો આણ્યો નહીં.

**કમલા**—બાઇ સાહેબ અંતે સત્યનો જય છે સદ-ગુણી સ્રીઓપરજ આફ્ત પડેછે ઈશ્વર ખરા ખોટાની કસોટી કર્યા વિના જસ અને મોક્ષ આપતો નથી. પુર્વના દાખલા આપતો જાણો છો?

**સુલોચના**—

( રાગ ગોપીચંદ. )

સુણ દાસી મારી મરવું છે મારે મુજ હાથથી. ટેક.
પતિ વિમુખે થઇ જે નારી ધિક તેનો અવતાર,
જીવી જગતમાં શું કરવું છે પતિ તણો નહીં પ્યારરે. સુ.
મિથ્યા આળ ચડયું મુજ ઉપર દુર્ગુણી ઠરી નાર,
વાત વિતથી લક્ષ ન લીધી દીધો ધક્કો મારરે. સુ.

વિયોગ માંહી દીવસો મારા જાય કેમ આ ઠામ,
નસીબ મુજમાં દુખ લખ્યું છે સુખ તણું નહીં નામરે. સુ.
ઈશ તમે કેમ સહન કરોછો? જાણી તમે જરૂર,
કર્યું ઋત મેં પીયુ કહે તે સર્વેશ નથી દુરરે. સું.

**દાસી—** ( રાગ સદર. )

ધરો ઉર અરજ આ શિક્ષા માનોને બેની મારહરી. ટેક.
સુને કલંકથી મુક્ત ન થઇએ રહે અહોનીશ ગાળ,
ધીર ધરીને વીઘ્ન નિવારો પ્રભુ ઉતારે આળરે. ધરો ઉર.
કરશે પુરી પ્રભુ પરીક્ષા કરી કસોટી આપ,
સુખ આપસે જગનનાથજી દુર થશે સઉ પાપરે. ધરો ઉર.

**સુલોચના**—અરે દાસી આ જીવવાથી મૃત્યુ ઘણે દરજ્જે સારૂં છે ( આઘે નજર કરીને ) અરે આ શું ? આપણા દ્વારમાં અભેસિંહજી વીગેરે દરબારી સીપાઇઓ ગંભીર દેખાવે દાખલ થયાછે તું જા અને સત્વર ખબર લાવ.

**દાસી—**સત્ય છે મને પણ કાંઈ આશ્ચર્ય જેવું લાગે છે હ્યો જાઉં.

(જાય છે.)

(દાસી જઇ ખબર કાઢી દીલગીરી દેખાવે પાછી આવે છે)

**સુલોચના**—વ્હાલી દાસી દીલગીરી કેમ દેખાય છે. અરે રૂવે છે કેમ શું થયું ? મને વિસ્મય પમાડ માં મને ધીરજ રહેતી નથી. અરે હજી આથી અધીક દુખ પડવું બાકી રહ્યું છે શુ ?

**કમળા**—( આંખો લુતાં ) ઈશ્વરે આપણાં ઉપર હમણાં કોપજ ગુજારવા માંડયો છે. અરે શું કહુ? કહે-તાં જીભ કેમ કપાઇ પડતી નથી.

**સુલોચના**—ત્યારે શું મને આમ વિમાસામાં નાં-ખીશ અરે મારા અંતઃકરણમાં આગ લાગી છે માટે જે હોય તે જલદી સંભળાવ.

**કમળા**—હાય હાય પ્રધાનજીને પકડી અમેસિંહજીએ બાંધ્યા ને લઈ ગયા પકડતી વખતે બોલ્યા કે માહારાજને મારવાનો આરોપ તમારા ઉપર છે. અરે આ ઉત્પાત, ધરા માર્ગ કેમ દેતી નથી?

**સુલોચના**—( રોતાં ) હે પ્રભુ હવે હદ આવી? એક દુખ સહન કરી બેઠાં હતાં વળી આ વિપરીત, હાય હાય જેણે હાકમી કરી હુકમ બજાવ્યો છે તે અત્યારે એક કેદી? અરે જીવ હવે શું જોવાને રહ્યો છે? દાસી કદાપી પુરૂષ છે. આ કામ થયું હોય તો હોય? અરે ધીક છે આ રૂપ રંગને. અરે હું અભાગી સારૂં કેવાં રત્ન રોળાયછે.



## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ રસ્તો.**

**પાત્રો—નાગરીક જનો.**

**ચુનીલાલ**—( પ્રધાનને બાંધી લઈ જતા જોઈને ) વીરચંદ આ શો મજબ.

**વીરચંદ**—આ તો કાંઈ નવાઇ જેવું લાગે છે વાં-કની તો પરમેશ્વરને ખબર પણ પ્રધાનનું તો પાણી ઉતર્યું

**નરોતમ**—એમ બોલ માં વીરચંદ પ્રધાને આજ દીવસ સુધી કોઈને પીડયા નથી તેમ રાજાના હકમાં બગાડ કર્યા નથી.

**શીવાનંદ**—ત્યારેજ પ્રધાન કહેવાય સાંભળો શાસ્ત્રમાં કહ્યું છે કે.

### श्लोक.

नृपति हित करतीं, द्वेष्यतां याती लोके;
जनपद हित कर्ता, तज्यते पार्थिवेन.
इति महती विरोधे, विद्यमाने समाने;
नृपती जन पदानां, दुर्लभ कार्य कर्ता:

પ્રધાન છે તે રાજાનું કેવળ સારૂં કરે તો પ્રજાને અસંતોષ થાય અને કેવળ રૈયતનું સારૂં કરી રાજાને નુકશાન કરે તો નિમકહરામ ગણાતાં દોશીત થાય આ બે વિરોધને સમાન્ય રાખી કામ ચલાવનારો પ્રધાન રાજાને ક્વચીત મળેછે.

**નરોતમ**—વાહ વાહ આ પ્રધાન તેવોજ છે કોણ જાણે આને માથે શું આળ હશે વીરચંદ જે હશે તે આજ કાલ ઉઘાડું પડી જશે.



# અંક ૫ મો

## પ્રવેશ ૧ લો.

### સ્થળ કચેરી.

**પાત્રો**—રામસિંહ, ખજાનચી, પાછળથી અભેસિંહ અને પ્રધાન

[છડીદાર માહારાજા ધીરાજ સમશેર બાહાદુર છત્રપતીને વીરસીંહજી ઘણી ખમા.]

( કચેરીનાં માણુસો ઉભાં થઈ સલામ કરે છે અને રાજા બેસે છે. )

( અને ત્યાર પછી અભેસિંહ પ્રધાનને બાંધી રજુ કરેછે]

કુંવર—પ્રધાન મારા પીતાનો વધ તમારા હાથથી થયો જાણી મને અત્યંત ખેદ પ્રાપ્ત થાય છે તમે તથા તમારી સાત પેઢી અમારા રાજ્યથી સુખ શાન્તિ ભોગવો છો તેમાં વળી તમારા પ્રતે માહારાજની મહેરબાંનીનીતો હદ અરે આવું અઘોર પાપનું કામ કરતાં તમને કાંઇ પસ્તાવો થયો નહીં આહા તમને પાળી કેવાં લાડ લડાવ્યાં કે જે લાભ ભોગવવા હું પરી ભાગ્યશાળી થયો ન હતો અરે તેનો તમે આ બદલો આપ્યો ધિક્કાર છે તમને તથા તમારી સાત પેઢીને અરે તમ સમ મુરખ વિના પોતાને બેસવાની ડાળ અને કલ્પવૃક્ષનો કોણ નાશ કરે અરે તમે મારા પિતા સમાન તે આજ મારા ક્ટા દુશ્મન થઇસામે ઉભા રહેવા વખત આવ્યો છે હવે જે પાપ થયું છે

તેમાં વિશેષ જુઠું બોલી પાપની વૃદ્ધિ કરશોમાં જે હોય તે સાચી હકીકત કહી દો. તમે શી ધારણાથી મારા પીતાને મારેલ છે આ કારણ સાંભળવાને મારૂં અંતઃકરણ તલસી રહ્યું છે.

વૈરોચન—( સ્વગત ) અરે મેં રાજાની ઘાત કરી ત્યારે કોઈ પણ માણસ તો શું પરંતુ પશુ પક્ષી પણ હતું નહીં ત્યારે આ પાપ ક્યાંથી ફુટયું તે જાણવું અવસ્યાનું છે. આપણે કાંઈ ખોટું બોલવું નથી ગુન્હો કબુલ કરવો છે પરંતુ પહેલાં આ ખાત્રી કરવી ( પ્રકાશ નમન કરીને ) માહારાજ આપ જે ફરમાવો છો તે સત્યજ હશે પરંતુ મેં માહારાજને માર્યા તે કોણ કહે છે અને તેની શી સાબીતી છે માટે કહેનારને મારા સામે ખાપા કરી ઉભો કરશો હું કદાપી આપ હજુર જુઠું નહીં કહું.

કુંવર—( માળીને ) આંહી આવ જે હકીકત તેં નજરે જોઈ હોય તે કોઈનો પક્ષ કર્યા વિના અથ ઈતિ સાચે સાચી કહી દે જુઠું કહીશ તો પ્રભુનો ગુનેગાર થઈશ આંહી મારી પણ બીક રાખવી નહીં.

માળી( નમનથી ) ( રાગ કહુંછું નસીબે દુખીઆ કીધો છે.

સુણો સાહેબ હું સાચું કહુંછું વાત વિચારી ન જુઠ વદુંછું. ટેક.
હતો હું બાગમાં બપોર વખતે રાજા પ્રધાન આવ્યા મુખ હસતે. સુણો.
આવ્યા અચાનક બેઉ જણા એ તાપથી દેહે હેરાન હતા તે. સુણો.
ઝટ ઉતારો કર્યો ઝાડ હેઠે પીધું પાણી ભરી વાવથી નેટ. સુણો.

ફરી પથારીને પોઢયા જાણ્યા બે અદ્રસ્ય થઈને ઉભો જઈ આંબે. સુણો.
છતો થયો નહીં ગુપ્ત રહ્યો હું નિર્ખી નૃપતીને ત્રપ્ત થયો હું.સુણો.
છેદયું છરો લઈ શીશ રાજાનું કંપારી છુટી મને જોઈ આવું. સુણો.
ગુપ્ત ગુફા છે વૃક્ષની હેઠે દાટીને વાળી છે ધુળ વીશેકે. સુણો.
પુરમાં ગયો એ પ્રધાન હંણીને ગાંઠે બાંધ્યું પાપ ગણીને. સુણો.

( માળીની વાતો સાંભળી કચેરી દીલગીર થાય છે. )

**કુંવર**—( ગુસ્સામાં થરથરી લાલ આંખે) બોલ પાપી તારે હવે શું કહેવાનું છે સત્વર કહી દે. આ વૃતાંત સાંભળી અંતઃકરણમાં આગ લાગે છે.

**વૈલોચન**—( નમન કરીને ) ખુદાવીંદ ખરેખર હું ગુનેગાર છું માળીની વાત સત્ય છે હું જાણતો હતો કે મેં જે કામ કર્યું છે તે ગુપ્ત છે પણ પાપ છાનું રહેતું નથી.

**કુંવર**—હે હત્યારા માહારાજે તારો શું ગુન્હો કર્યો હતો આખી જીંદગાનીમાં પાપ તો શું પણ પ્રાણી માત્રનું દીલ દુખાવ્યું કોઈએ દીઠું છે અરે!! એ, ધર્મ મુર્તીનું અકાળ શસ્ત્રથી મૃત્યુ હાય!! હાય!!! જુલમ.!!!!

**વૈલોચન**—માહારાજ સાંભળો ?

## રાગ સોરઠ ગજલ.

રાજા રીસ મુકો તમ તનની, તમ પાસ હું સાચું કહું;
ગુનેગાર જો હું ગણાઊંતો શિક્ષા કહો તે શીર ધરૂં. રાજા.
હુકમ હય માટે થયો સત્વર સજ થઈને ગયો.
માહારાજ ગયા મુજ મંદીર લીધી આબરૂ મુજ આખરે.રાજા.

દરવાનને ડરાવીને મુજ દ્વારને ઉઘડાવીને;
કુ કાત્ય તેણે બહુ કર્યું મુજ સુખ સૌ તેણે હર્યું. રાજા
એ વેર રાખી મન વિશે ગયા બાગ દર્શનને મીશે;
સુતા હણ્યા મેં રાયને હય હાંકી મેલ્યો મેં વને. રાજા.
કરં કેદ યા તો ફાંસી દે તુજ મન હોય તો દંડ લે;
કાપ કાન નાક ફદી ગમે, કીધો રાયનો સંહાર મેં. રાજા.

**કુંવર**—પ્રધાન આશ્ચર્ય પામુંછું આ વાતનો તમારા પાસે કાંઈ પુરાવો છે.

**વૈલોચન**—માહારાજ મારા પ્રતીહારને પુછો તેમના પાસે માહારાજનાં કુંડળ અને શાલ છે. આ વસ્તુઓ દરવાનને લાંચ આપી દરવાજો ઉઘડાવ્યો છે. ઉપરાંત મારી સ્ત્રી તથા દાસીને પુછો.

**કુંવર**—(ચોપદારને) નીચેથી દરવાનને ઉપર બોલાવ અને પ્રધાનજીની સ્ત્રી તથા દાસીને હાજર રાખ.

**ચોપદાર**—માહારાજની આજ્ઞા.

**દરવાન**—(આવીને) માહારાજનો જય થાઓ.

**કુંવર**—દરવાન પ્રતીજ્ઞા પર સાચું બોલ જે આ કુંડળને શાલ કોનાં છે અને તે તારી પાસે ક્યાંથી આવ્યાં કોણે આપ્યા અને શા કારણસર તે સર્વ વૃતાંત કહી દે.

**દરવાન**—માહારાજ સાંભળો મારે ખોટું બોલવા કારણ નથી એક રાત્રે એટલે ઘણું કરી પ્રધાનજી પરદેશ ગયા તેજ દીવસે એટલે તેને આશરે છ માસ થવા આવ્યા તે દીવસ મધ્ય રાત્રે માહારાજ પધાર્યા અને

દરવાજો ઉઘડાવવા કહ્યું મેં કારણ બતાવી ના પાડી કે પ્રધાનજી પરદેશ છે પુઠે એકલી સ્ત્રીઓ છે ત્યાં પર પુરૂષનું કામ હોય નહીં આના જવાબમાં મને ધમકી આપી કે તારા પ્રધાનને મરાવી નાંખીશ તુંને કેદ કરીશ. અને તારી બાઈને લઈ જઈશ અને મહેલ ખોદાવી ઝાડ વાવીશ. મેં ઘણી અર્જ કરી પણ વ્યર્થ ગઇ માહારાજ સિંહ આગળ શીયાળ ભાગીને ક્યાં જાય અંતે મારે ઊઘાડવું પડ્યું મેં કુંડલ ને શાલ માગી લીધાં કેમકે પ્રધાનજીને મોઢે તેમની સ્ત્રીની મારાથી ચાડી કેમ થાય એટલે વિચાર્યું કે જ્યારે પ્રધાનજી આવશે ત્યારે આ કુંડલ ને શાલ ચુગલી ખાશે–ખુદાવંદ જો મારા પેટમાં ખુટામણ હત તો હું આ ચીજો કે જેણે આ સઘળી વાત પ્રસીદ્ધ કીધી છે તે ઘરમાં સંતાડી ન રાખત. માહારાજ અંદર પધાર્યા બે કલાક રહી પાછા વળ્યા અને મને કહ્યું કે હું જે કામે અંદર ગયો હતો તે કર્યા વીના હું પાછો વળ્યો છું માટે મારી ચીજો પાછી આપ. મેં અરજ કરીકે કામ કરવું ન કરવું તે તમારા સ્વાધીનની વાત હતી તેમાં હું જામીન નહતો આ વચનથી ખુશી થઈ ચાલ્યા ગયા. એટલી વાત મારા જાણવામાં છે.

કુંવર—પ્રધાનજી આ મુદા તમે કદાપી મારા પીતાજીને મારી દરવાનની સોંપ્યા હોય તેમ પણ બને પરંતુ ન્યાય અને કાયદાની બારીકીથી તપાસ કરતાં માહારાજ રાત્રે તમારા ઘરમાં દાખલ થયાનું સાબીત છે. પરંતુ ત્યાં

તેમણે તમારી સ્ત્રી સાથે વ્યભીચાર કર્યો કે નહીં તે બાબત તમારા પાસે શું પુરાવો છે.

**વૈલોચન**—માહારાજ મારી સ્ત્રી તથા દાસી ત્યાં હતાં પરંતુ તે નામુકર જાય છે માટે આપ તપાસ કરી સત્ય શોધો.

[સુલોચના તથા કમળાને લઈ ચોપદાર પ્રવેશ કરેછે]

**ચોપદાર**—( નમનથી ) માહારાજ પ્રધાનજીની સ્ત્રી તથા દાસી હાજર છે.

**કુંવર**—જલદી આંહી બોલાવી લાવ. સુલોચનાને બહાર રાખજે.

**ચોપદાર**—આવો આંહી ( આવીને ઉભી રહે છે).

**કુંવર**—દાસી પ્રતીજ્ઞાપર જે હકીકત બની હોય તે ઈશ્વરનો ડર રાખી સાચે સાચું કહેજે. કાંઈ બીક રાખીશમાં માહારાજ તારી બાઇ પાસે આવ્યા હતા? જો આવ્યા હતા તો ત્યાં તેણે શું કર્યું? અને કેટલો વખત રહ્યા? અને તે વખત તું ક્યાં હતી? બીજું કોઈ હતું કે નહીં?

**દાસી**—માહારાજ હું સત્યાસન પાસે જુઠું નહીં બોલું એક દીવસ રાત્રે ( વીચારીને ) પ્રધાનજી ગયા તેજ દીવસે માહારાજ મારી બાઇ પિયુ વિયોગમાં ઈશ્વર પ્રાર્થના કરી સુતાં અને હું પવન કરતી હતી દરમીયાન મારી નજરે પુરૂષ પડ્યો. મેં હાક મારી એટલે મારી બાઇ ઉભાં થયાં નજીક આવતાં માલમ પડ્યું કે ' માહારાજ છે. તેની આંખ કામાંધ હતી. તેથી મારી બાઇના રૂપનું . વર્ણ-

ન કરી બોલ્યા કે પ્રિયા હું તારી સારૂ આવ્યો છું માટે સંતોશ પમાડ મારી બાઈએ આજીજી કરી •શિખામણ આપી પણ તે વ્યર્થ અંતે ધસ્યા. હું વચમાં પડી મારી બાઈ કટાર હાથમાં લઈ કહ્યું કે હું તમને સત્યને બળે ભસ્મ કરી નાંખુ, કટારથી મારૂં પરંતુ તમારૂં અનીજ ખાધું છે માટે હવે જો મારા તરફ પગ ભરશો તો હું મરી સ્ત્રી હત્યા આપીશ. આ શિવાય ઘણાક ધિક્કારના શબ્દ કહ્યા. અંતે માહારાજને ગ્નાન વ્યાપ્યુ જેથી સમજી બેન- કરી સાસર વાસામાં લક્ષ મહોર આપવાનું કહી ચાલ્યા ગયા. મારી બાઇ પતીવૃતા છે. હું શીવાય બીજું કોઈ ત્યાં હતું નહીં અને આશરે બે કલાક જીકર ચાલીહતી.

કુંવર—( ચોપદારને ) દાસીને રજા આપી પ્રધાનની સ્ત્રીને બોલાવ અને ધ્યાન રાખજે કે પરસ્પર વાત કરે નહીં.

( જાય છે. )

**સુલોચના**—( આવીને નમન કરી શોકાતુર દેખાવે લજ્યાથી ઊભી રહે છે ).

કુંવર—( મર્યાદા જોઈને ) બાઈ તમે મારાં માતુશ્રી છો આંહી મર્યાદનું કારણ નથી માહારાજને તમારો પતીએ માર્યા છે. તેનું કારણ તમારી સાથે વ્યભીચાર કર્યાનું છે માટે પ્રતીગ્નાપર જે વાત બની હોય તે અથથી ઈતી સત્ય કહી દયો જુઠું કહેતાં તમો બંનેને વધારે શીક્ષા થશે.

**સુલોચના—** ( રાગ ભરથરી. )

સાંભળો રાજા સુલક્ષણા, માંથે મિથ્યા છે આળજી;
જાણું રે નહીં કાંઈ વાતમાં, લાગે અગ્નિની જ્વાળજી. સાંભળો.
એક દીન મધ્ય નિશી સમે, રાજા આવ્યા અવાસજી;
પિયુજી હતા પરદેશડે, દેખી પામી હું ત્રાસજી. સાંભળો.
કામાંધ હતા તે તો કારમા, બોલ્યા જેમ તેમ વેણુજી.
અરજ કરી મેં અતી ઘણી, થાશે રાજાજી હાંણુજી. સાંભળો.
કહ્યું કામાંધ જો આવીઓ, હણીશ પેટ કટારજી;
કાંતો કરીશ વધ તાહરો, નથી અબળા આવારજી. સાંભળો.
જ્ઞાન વ્યાપ્યું રાજા દેહમાં, ઊઘડયું સત્ય લોચનજી;
ભેટ આપી ભગની કરી, સાસર વાસામાં સારજી. સાંભળો.
મુજ પતીને પતીત નહીં, માને મિથ્યા મુજવાતજી;
કહો તે કરી સાચી ઠરૂં, કરૂ કાં દેહની ઘાતજી. સાંભળો.

**કુંવર**—( ચોપદારને ) જા તું સુલોચનાને ઘરે મુકી આવ તેને રજા છે.

**ચોપદાર**—આજ્ઞા માહારાજ ( સુલોચનાને ) ચાલો બાઈ મારી સાથે. ( બંને જાયછે.)

**કુંવર**—પ્રધાનજી મારા પીતાએ તમારી સ્ત્રી પાસે જઈ વ્યભીચારની કોશીશ કરી તે સાબીત થાય છે પરંતુ વ્યભીચાર કર્યાની વાત ખોટી ઠરે છે માટે હજી તમારે તમારા બચાવમાં કહેવાનું હોય તે કહો.

**વૈલોચન**—( નમીને ) માહારાજ રાજ તમારૂં છે.

હું ગુનેગાર છું ફરીઆદી તેમજ ન્યાય કરનાર આપ છો પરંતુ ખુદાવંદ કુદરતી નિયમ છે કે અગ્નીનો સ્પર્શ થતાં ઘી ઓગળેજ નવાણે આવી તરસ્યો માણસ પાછો જાય નહીં ભુખ્યો ભાણા ઉપરથી ઉઠે નહીં તોપણ આપ જે ઈનસાફ આપશો તે મારે કબુલ છે.

ંવર—(ફેસલો વાંચે છે.) ઠરાવ.

આ કેસમાં ફરીયાદી દરબાર અને તોહોમતદાર પ્રધાન વૈલોચન છે તોહોમત માહારાજ નંદસેનને મારી નાંખ્યાનુ છે તે વૈલોચન પોતે કબુલ કરે છે એટલે વિશેષ પુરાવાની જરૂર નથી પરંતુ પોતાના બચાવમાં એમ કહે છે કે મારી સ્ત્રી સાથે માહારાજ નંદસેને વ્યભીચાર કર્યો છે તેથી મેં ક્રોધના આવેશમાં આ કૃત્ય કર્યું છે. આ બાબત પ્રધાનના દરવાન તેની દાસી અને તેની સ્ત્રી સુલોચનાની જુદી જુદી જુબાની લીધી છે તે તપાસતાં નિશ્ચે ઠરે છે કે વ્યભીચારની કોશીશ માહારાજે કરેલ તે બદલ મહારાજાને જાનથી બાગમાં જઈ સુદ્ધબુદ્ધીથી મારી નાંખેલ છે માટે ઠરાવ કરવામાં આવે છે કે તા ૧ના રોજ સવારના ૬ વાગે દરવાજા બહાર જાહેર ફાંસી દેવી.

(જેલરને) જાઓ ઉસ્કુ સમાલ કે નીયમસર ફાંસી લટકા દેનાં.

મુરાદઅલી—(નમીને) બોત ખુબ હજુર મેં લે જાતા હું. (લઈ જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ પ્રધાનનું ઘર.

**પાત્રો**—સુલોચના, કમળા, પુત્ર.

**સુલોચના**—દાસી મારા કલંક નિવાર્ણાર્થે પુજન કરવું છે માટે સર્વે સામગ્રી તૈયાર કર.

**કમળા**—બાઈ સાહેબ તે પ્રથમથીજ મેં તૈયાર કરી રાખી છે માટે પધારો.

**સુલોચના**—ચાલ ત્યારે હું બેસું છું.

( પુજનમાં બેસે છે. )

( પુજન થઈ રહ્યા બાદ આરતી ઊતારેછે. )

### આરતી.

જય જય કર્તા ભર્તા ભૂમી તણા ભારી પ્રભુ ભુમી તણા ભારી.
નમન કરીને વંદુ સાહ્ય કરો મારી. જયદેવ જયદેવ.
છો સુખ કંદા નંદા ભીડ પડી ભારી પ્રભુ ભીડ પડી ભારી.
સંકટને સંહારી બાંય ગ્રહો ભારી. જયદેવ જયદેવ.

( આરતી થયા બાદ સ્તુતી કરેછે. )

### રાગ શાર્દુલ વિક્રિડીત.

સર્વ વ્યાપક પ્રભુ પ્યારા ન્યારા નહીં છો ક્ષણું એક અમથી.
ભક્તિ સાચા ભાવે ધારી છે મેં ખરે ખરા મંનથી.
આજ કલંક શીર આવ્યું સાચ ન થાએ જુઠી પડું જગમાં.
તો પછી ભક્તિ શાની છોડી દે સૌ સત્ય માર્ગ ક્ષણુમાં.

તુજ ભરૂસે ભુલી ગાલ્યા દિન નવ શુધ લીધી મારી.
હવે હાય કેમ જીવું કટાર મારૂં છું ગરદને ધારી.

(કટાર મારવા જાયછે એટલે માં કારો થતાં.)

**સુલોચના**—અરે આહીં તો કોઈ બોલતું નથી ખાલી જીવ ફાંફા મારેછે. ( બીજી વાર ગળે મુકતાં. )

**આકાશવાણી. દોહરો.**

કંથ કહે જે તાહરો, કરવા થા તૈયાર;
શાધ્ય કરીશ હું સત્વરે, ના મરીશ તું નાર.

( સાંભળીને )આહા હજી પણ પૃથ્વિપર સત્ય છે.

તથાસ્તુ માહારાજ.

**દાસી**—( પ્રવેશ કરીને )હાય હાય બાઈ સાહબ પ્રધાનજીને ફાંસી ઠરી અને હમણાં લઈ જશે હાય હાય હવે શું કરશું મારા તો પગ ભાંગી ગયાછે. ગામમાં વાતો ચાલે છે તે સાંભળી હું દોડી આવી છું

**સુલોચના**—હાય હાય કોપ થયો. પરંતુ દાસી હવે શોક કરવા આંહી ઊભુ રહેવું નહીં ચાલ સત્વરે ફાંસી સ્થળે પતિને બચાવી કલંકથી મુક્ત થાઉ.

**( રાગ પ્રિતમ વિના કેવી શોભા પ્યારી ચંદ્ર વીના જેવી રાતલડી.)**

**દાસી વેગે વીચાર મુજ સાથે જરૂર જાવું પિયુ પાસેરે. ટેક.**
**જો નહીં જાઊં તો ફાંસીએ ચડશે રહેશે કલંક શીર ભારીરે,**

પછી પ્રગટ મુજ સત્ય ન થાશે સતિ કેમ થાશે આ નારીરે. દા.
પ્રિય પુત્ર તમે સત્વર સિધાવો દયા દીલ ધરશે તમારીરે.
મુજ અરજતો ઊરમાં ન આણે પ્રભુ લાજ રાખોને અમારીરે. દા.

( સરવે જાય છે. )



## પ્રવેશ ૩ જો.

### સ્થળ કઠજંગલમાં ફાંસી.

**પાત્રો**—વૈલોચન—ટેહલો—ટેહલી—પ્રધાન—પુત્ર—કુંવર—અભેસિંહ રામસિંહ ફોફળશા જોગી.

**ટેહલો**—એલા તાકીદ કરને જીવ વાલો લગાડમાં ચડી જા. ફાંસી ઉપર. રાજાને મારતાં શું સારૂ લાગ્યું તું ગળામાં દોરી નાંખ એટલે બાયડી છોકરાં રોટલા ભેળાં થાય.

**વૈલોચન**—હું જરા ઇશ્વર આરાધના કરી હમણાં મારે હાથે ગળામાં દોરી નાંખુંછું (ધ્યાન ધરી જાય છે).

**ટેહલી**—પીટયા એટલી બધી વાર અમો શું ખાએ તારાં કાળજાં એક માણસને ફાંસી દેવો તેમાં તે શુ.

**ટેહલો**—શું કરૂં નીકાલ થાય તારેના. મને તો તારી બીક એટલે ક્યારનો રાડુ કરૂં છું.

**ટેહલી**—( પ્રધાનને ) મુઆ ચડને ઝટ મારાં છોકરાં દાણા વીના ટળવળે છે તારાં લુગડાં વેચશું ત્યારે છોકરાં અનાજ ભેળાં થશે.

( સુલોચના, કમળા, પુત્ર વીગેરે પ્રવેશ કરે છે )

**સુલોચના**—( જોઈને ) હાય હાય પિયુજી આ દશાએ પોચ્યા છે અરે તમને આમ દેખી મારૂં હૃદય ફાટી જાય છે. ( ગુસ્સામાં ) અરે ચંડાળ ખબડદાર ગળામાં દોરી નાંખતો.

**ટેહલો**—( હાંકથી થર થરતાં પડી જાય છે ) અરે કોણ ના પાડે છે.

**ટેહલી**—અરે વળી તું ક્યાંથી આવી મરવા દેને તારે માથેથી સાલ જાય. અમે હૈએ તો તો ન ભુલીએ.

**સુલોચના**—ચુપ રહે રંડા શંખણી તુને શી ખબર પડે.

**ટેહલી**—અરે આતો બહુ ખાટી દેખાય છે પતરાજી કર માં તારૂં કરમ ધણીને નડે છે.

**સુલોચના**—અરે પ્રભુ કેવો વખત હે પૃથ્વિમાતા મારગ દેતો સમાઈ જાઊં હાય હાય આ ચંડાળપણ મેણાં મારે છે ખરેખર ઈશ્વર વિમુખ થાય છે ત્યારે માણસો કોણ માત્ર છે.

**( રાગ નાથ કેસે ગજકો બંધ છુડાઓ )**

આહા પ્રભુ અકળકળા છે તારી શું આ નજરે ભાળું છું.
. મારી. આહા.
સુત સ્નેહી બાંધવ માત તાત સબ જ્યાં લગ કૃપા તમારી;
વેરી થઈ વંન વાસમાં મુંકે કુદ્રષ્ટી થાએ તમારી. આહા.
હોય સુખ ત્યારે હાજર રહે સૌ દુખમાં ન સાથ સગાંની;
તુજ વિમુખ થાતાં તારે ન જગમાં પ્રભુ સેજે બાંધા અ-
મારી. આહા.

**વૈલોચન**—( ધ્યાનમાંથી જાગીને જોતાં ) અરે દુષ્ટ રંડા આખરિ વખતે પણ મને ફજેત કરવા આવી છે જા તારૂં કાળું કર હવે મને ઈશ્વરમાં ધ્યાન રાખી મરવા દે અરે હું માણસોને મોઢું દેખાડી શકતો નથી.

૧ દોડીને ગળામાં ફાંસો નાંખવા જાય છે એટલે સરવે આડાં પડે છે અને પુત્ર બાઝી પડે છે.

**પુત્ર**—પીતાજી તમે આવાં લુગડાં કેસ પહેર્યાં છે બે દીવસ થયાં ઘેર કેમ આવતા નથી ચાલોને.

**વૈલોચન**—( રોતાં ) હાય હાય પુત્ર તારીજ મને ચીંન્તા છે બીજું કોઈ મને આ વખત યાદ આવતું નથી દીકરા તું ઘેર જા તુંને હું હવે વધારે વાર જોઈ શકતો નથી લે તારી છેલી મુલાકાત લઊં ( ભેટી બચી કરે છે.)

**પુત્ર**— રાગ સીતાજીના મહીનાનો.

પીતા પેલા ભવના પાપ મુંને આવીને પડ્યાં;
મુજ લઘુ વય છે હજી નાથ કયાંથી આવી શીર નડ્યાં.
પિતા પાળશે કોણ ધરી પ્યાર ધરશે હૃદય વિષે;
મારી સુની થઈ સૌ દીશ હરીહર શું હશે.
માતા મરશે જરૂર મુજ આંહી પછી હું શું કરૂં;
વિના માત અને ઓ તાત દીલ ઝુરીને મરૂં.
આ શું કોપ કર્યો કૃપાનાથ તમ શીશુ ઉપરે;
હતું સુખ તો અપરંપાર હવે દુખી હું ખરે.

**વૈલોચન**—પ્રિય પુત્ર તારૂં રૂદન જોઈ મારી છાતી ફાટી જાય છે પણ શું કરૂં આ રંડાના સર્વ ગાલ

તુંને નડે છે હે દીન દયાળ ઈશ્વર આ પુત્રમાં મારો જીવ રહેવાનો અરે મેં ઘડી વીલો મુંક્યો નથી અરે• તારૂં સું-દર વદન નિહાળતાં મને આનંદ ઊપજતો અરે કાલું કાલું બોલવું સાંભળી મારો આત્મા ખુશી થતો અરે હવે મારા વિના તારી સંભાળ કોણ લેશે તુંને ઊછંગે બેસારી લાડ કોણ લડાવશે

સુલોચના—[પ્રીતમજીને મારે મળવારે જાવું]

પ્રીતમજીરે મને પાપ રહીત કરો સુમારગ ધરવાનેરે. પ્રીત.
તૈયાર છું તમ સાથે મરવા દેહાની દયા નથી મુજનેરે,
પાપ કલંક મુજ શીર ઉપર છે નિવારો નાથ કહું તમનેરે. પ્રી.
આ સુત આપનો કોને આધારે મુકો છે મમ પ્રભુ પ્યારારે,
કોણ કરે હવે પ્રીય પુત્ર તેને ક્ષણું ખસતા નહીં ન્યારારે. પ્રી.

સૈલોચન—[રાગ. જઇને કદમ ચઢી બેઠોરે.]

ધીક ધીક નાર હત્યારીરે મુજને નંખાવે મારી. ધીક ધીક.
નારીનો નેહ ન કરશો યારો અંતે લોહ કટારીરે. મુજને.
મારી કહી નવ મગરૂર થાશો જાશો તમે ભવ હારીરે. મુજને.
મુજ ફજેતી શ્રવણ સુણીને લેજો શિખામણ સારીરે. મુજને.
ખાઈ ખંખેરીને ખોખુંજ કરશે જખમ દેશે દીલ કારીરે. મુજને.
મુખથી મીઠાં અતી વચનો વદશે અંતરમાં હશે ન્યારીરે. મુજને.
નારી તજીને પ્રભુનુ ભજન કરો તો લેશે ઉગારીરે. મુજને.

( કચેરી સહવર્તમાન રાજા પ્રવેશ કરે છે. )

કુંવર—બાઈ તમે મારા હુકમનું અપમાન કરવા

આવ્યાં છો જુઓ વખત જાયછે માટે આખરનો મેળાપ કરી ચાલતાં થાઓ.

સુલોચના— ( રાગ મેવાડો. )

મુજ અરજ ઉરમાં આણીને દીલમાં ધરો દયા. ટેક.
એક આફ્ત હું ઉપરે વળી પતીને મારો આપ.
ત્રીજી મરીશ હું તર્ત ત્યાં મારે પ્રગટ કરવું છે પાપરે. દી.
સ્વામી મારે આપ પીતાને માર્યા કહું છું ખચીત,
થનાર વાત તો થઇ ગઈ કરો રસ્તો તેનો ઉચીતરે. દી.
નિર્દોષ થાવા દ્યો મને પુછો પ્રધાનને.
શું કર્યે શુદ્ધ ગણાઊં હું શિક્ષા કરો તે સહુરે. દી.
તમ પિતાનું કલંક જશે ને જાશે સ્વર્ગ ભુવન.
સતિ સત્ય થાશે પાધરૂં મુજ પ્રભુ થશે પ્રસંનરે. દી.

માહારાજ મારી નમ્રતા પુર્વક વિનંતી છે તે દયા લાવી દીલમાં ધરો મારા પતીને આપ ફાંસીએ ચડાવો છો અને, મને આપે નિર્દોષ ઠરાવી છે પરંતુ મારા પતી અને જગત મુખે હું સાચી ઠરી નથી આપના પીતાને તથા મને દુનીયા કલંકીત લેખે છે માટે મહેરબાની કરી મારા પતીને પુછો કે હું સતી છું એમ તમને કેમ માનવામાં આવે જેમ તમે કહો તેમ કરવા તૈયાર છું આપ આપના પીતાનું વેર લઈ ફાંસીએ ચો છે તેમાં મને ન્યાય મળતો નથી ત્યાંસુધી હું મારા પતીને ફાંસીએ ચડવા દઈશ નહીં.

અભેસિંહ—સત્ય છે માહારાજ જો પ્રધાનના કહેવા પ્રમાણે કરે પછી શું બાકી?

રામસિંહ—વળી માહારાજનું કલંક ઉતારતાં મહીમા વધશે.

કુંવર—કેમ પ્રધાન તમારી સ્ત્રી સતી છે તેને માટે તમે કહો તે ખાત્રી આપે.

પ્રધાન— ( રાગ ઇંદ્રસભા. )

માનુંની માથા ઉપરે વરસે છે અગ્નિ મેહ.
અર્ધ એ હતો બળી રહી શું બળશે હવે દેહ,
ઉદરમાં અગ્નિ ભર્યો તળે બાળે જળ અંન;
તેથી તેને પ્રગટ કરીને તેથી બાળે તંન.
નીશા જાળ નારી લહે જાણે છે નોળી કર્મ;
બાળે તેથી દેહ તેહની તેમાં છે શાનો ધર્મ.

માહારાજ સ્ત્રિઓની બલીહારી છે સ્ત્રિઓ સર્વ વાનાં કરે છે તે સતિ કહેવાય નહીં એમ મને વિશ્વાસ આવે નહીં માટે મહેરબાંની કરી મને ફાંસી ચડાવો એ કુલટાને મારાથી દૂર કરાવો.

સુલોચના— રાગ મનહર છંદ.

કો તો ધરા પેશી જાઊં કો તો ઉડું આકાશમાં;
કો તો પેસુ પાતાળમાં આગ આગ થાઊંછું.
કો તો કોરા કાષ્ટ માંહે સુઊ અગ્નિ આપે થાય;
કો તો આપે આતસને કર માંહી સાઊંછું.

પંચ કરો ન્યાય તમે કલંકથી મુક્ત કરો;
જેમ પિયુ રાજી તેમ કરવા તૈયાર છું.
મિથ્યા વાદ નથી મારો ઉરમાં ખચીત ધારો;
સદ્ગુણી પંથ લેવા દીલ લલચાઊં છું.

**અભેસિંહ**—હવે હદ આવી રહી પ્રધાન તમે ખુશી પડે તેમ કહો બાંધી મારો માં ( સતિનું બોલવું સત્ય છે તોપણ પ્રધાન માનનોથી એવું તમાસો જોનારની નજરમાં આવ્યાથી વૈલોચનને ધીક્કારે છે તથા ફોફલશાને ગામ તરફથી સમજાવવા મુકે છે. )

**ફોફલશા**—( પાસે આવીને ) પ્રધાનજી હવે તમારી મુરખાઈ છે બસ હવે હદ આવી રહી અત્યાર સુધી આમાં કોણ ખરૂં છે તે જણાતું નહોતું હવે સતી છે અને તમે ખોટા છો સતીથી જે ન બને તેવું કહી તમારા પરનો દોષ ઊતારો ને જુઓ ગામના માણસોએ મને મોકલ્યો છે તમે કહેશો અને તે તેનાથી નહીં બને તો જગત તેને ધીકારશે.

**વૈલોચન**—( વિચારીને ) શેઠ જો તે સ્ત્રી સતી હોય તો માહારાજને મેં મારા હાથથી માર્યા છે તેને સજીવન કરે તો સતી છે એમ માનું.

**સુલોચના**—માહારાજ હું તે કરીશ પછી તો મને ખોટી નહીં પાડે ના.

**કુંવર**—પછી શું કહેશે આ કાંઈ જેવી તેવી વાત છે જુઓ રૈયત કેવી આતુર છે કેવા ફતેહના અવાજ નીકળે છે.

**સુલોચના**—ઠીક ત્યો ત્યારે હું સુર્યસ્તવન કરી લઊ

( રાગ ચોપાઇ. )

સુર્ય દેવ સાક્ષી છો મારા મુજ નેણે છે નીરની ધારા;
મુજ પતીએ લીધી છે હોડ મારા મનના પુરો કોડ.
સુધન્વાને તેલે તળ્યો જ્યારે શીત તેલ કર્યું તમે ત્યારે;
પંચાળીના પુર્યા તમે ચીર આદી ભક્તની રાખી ધીર.
માહારાજ સંકટ મુને પડયું વણુ વાંકે કલંક શીર અડયું;
મૃત રાજા સજીવંન થાએ મુજ નાથની થાય રક્ષાય.

( એક ભયંકર કડાકો તથા જોસ ભેર પવન અને વરસાદ જેવો ડોળ ધુળ ઉડવાથી માણુસો આંખો મીંચી બેશી જાય છે ત્યારપછી પૃથ્વિ માંહીથી એક બુજરગ જોગી અમીનો સીસો લઈ પ્રગટ થાય છે. )

**જોગી**—સતી તારૂં સત્ય સાચવવા હું પાતાળમાંથી આવ્યો છું માટે આ અમ્રત કુંપો લે અને તે રાજાના હાડકા પર છાંટજે એટલે સજીવન થશે.

**સુલોચના**—માહારાજ અતી ઉપકાર તથાસ્તુ પરંતુ રાજાને બાળી દીધા છે તો તેનું હાડકું ક્યાંથી લાવવું.

**જોગી**—જ્યાં દાટયા હતા ત્યાં એક હાડકાનો કટકો છે ( અંતર ધ્યાન થાય છે. )

**સુલોચના**—અરે આટલી વારમાં દયાળુ મુર્તી અદ્રસ્ય થઈ ગઈ અરે મેં પુરાં દર્શન પણુ કર્યા નહી અરે અધમ લોકો માને છે કે ઈશ્વર ક્યાં સાહ્ય કરવા આવે છે પરંતુ ખરેખર સત્યનો બેલી ઈશ્વર છે. ( પવન તથા કડાકો ધુળ ઉડતી બંધ થતાં માણુસો પાછાં તમાસો જોવા ઉભાં થાય છે.

**કુંવર**—સાધવી સ્ત્રી તમારા પતીના કહેવા મુજબ કરી શકો તો કરો અગર ચાલો ગામમાં.

**સુલોચના**—માહારાજ જ્યાં રાજાજીને દાટયા હતા ત્યાં સરવે૦ ચાલો.

( સરવે ચંપાના ઝાડ હેઠે જાય છે. )

**સુલોચના**—આંહી એક માહારાજના હાડકાનો કટકો છે તે કઢાવો.

**કુંવર**—માતાજી તે તો સરવે બાળી દીધેલ છે,

**સુલોચના**—અંદર એક રહી ગયો છે તે કઢાવો અને શુદ્ધ પાણી અને ચોખી પછેડી લાવો.

**કુંવર**—લ્યો સરવે હાજર છે.

(ખાડામાંથી હાડકું કઢાવી આપે છે તથા પાણી અને પછેડી આપતાં હાડકા પર પાણી છાંટી પછેડી ઢાંકે છે એ-ટલે રાજા સજીવન થાય છે. )

**માણસો**—( રાજાને દેખીને ) **જય અંબે જય અંબે જય અંબે.**

**કુંવર**—( સતીને પગે લાગતાં ) હે દેવાંશી સતી મા આવા ઊગ્ર તપના સત્યવીના મારા પીતાને કોણ જીવતું ક-રત ધન્ય છે હજી આવાં સ્ત્રી રત્ન છે ખરાં ત્યાં સુધીજ પૃથ્વિ ચાલે છે.

**સતી**—પુત્ર કલ્યાણ ( સર્વે પગે લાગે છે તેજ આ-શીશ દે છે. )

**વૈલોચન**—( પસ્તાવા સાથે પગે પડીને )

**( રાગ ગુરૂજી માતા હમારી બોલાવે તમને )**

માફ કરોને આજ ખરે હું ખોટો ઠર્યો છું. ટેક.
દુખ દીધું મેં અતીશે તમને હવે થયો હું નારાજ. ખરે.
ઘણી કરી તેથી લાજી મરૂં છુ કેમ સહેશે માહારાજ. ખરે.
પતિવ્રત તારૂં પાલ્યુંજ પ્રીતે નથી ખાધું તેં અખાજ. ખરે.

ક્ષમા કરો પ્રભુ પાપી ગણીને પુર પેલાં બાંધું પાજ. ખરે.
દોષ અધિક શું દરસાવું મારા નથી મુજને કંઈ લાજ. ખરે.
વગર ગુન્હે મેં હત્યા કરીતી માર્યા મેં માહારાજ. ખરે.
જીવી હવે શું સુક્રાત કરવું દેહ કરૂં હવે તાજ. ખરે.

હે સતી હવે હું તારા પતીને લાયક નથી અરે ધીક્કાર છે મને કે તમારા ગુણ જાણી શક્યો નહીં અરે તારા પ્રરાક્રમનું વર્ણન કરવા હું સમર્થ નથી મને તો ફાંસીજ દેવો જોઈએ. ખરે ખર હું એજ શિક્ષાને લાયક છું અરે હું ઘાતકી નિર્દય હદ બહાર તમારા હવાલ કર્યા છે. મેં સત્ય શોધ્યુંજ નહીં.

**સુલોચના**—પ્રાણનાથ આ શું બોલો છો. આપને આ ઘટે. હું નર્કમાં જાઉં. પ્રાણપતી આમાં તમારી ભુલ હું માનતી નથી ઈશ્વર જે ધારે છે તેજ કરે છે માણુસ તો માત્ર દોષનો ધણી થાય છે ક્રપાનાથ આપે તો મને જગતમાં અમર કીર્તી અપાવી છે ઈશ્વર કસોટી કર્યા વિના અમર પદ આપતો નથી માટે રંક દાસીને લજીત કરો માં.

**નંદસેન**—( મુએલા ઊભા થઈને )અહો આ શું કચેરી સહવર્તમાન માણુસોની ઠઠ અને પ્રધાન આવે વેશે આમાં કાંઈ મને સમજ પડતી નથી અરે આંહી કાંઈ તમાસો છે જલદી કહો

કુંવર—( નમનથી ) ક્રપાનાથ આપ આ પ્રધાનના હાથથી સ્વર્ગવાસ સીધાવ્યા હતા આપને માથે પ્રધાને પોતાની સ્ત્રી સાથે વ્યભીચાર કર્યાનું તોમત મુંક્યું હતું આપનો વધ તેણે કર્યો તેથી મેં તેને ફાંસીનો હુકમ કર્યો હતો દરમીઆન આ સતીએ પોતાના સત્યથી આપને સજીવન કરી પોતાના પતીનો બચાવ કર્યો છે.

**નંદસેન**—( સતીને પગે પડીને ) હે સત્ય દેવી દ—

બાળ મુર્તી હું વંદન કરૂં છું કૃપાનાથ આ સર્વ દોષનો દો-
ષીત આપનો દીન દાસ છું વંદન કરૂં છું અરે હું જ
દુર બુદ્ધિ કે આપનું અપમાન કર્યું ( પ્રધાન તરફ જોઈને)
અરે પ્રધાનજીને જલદી મુક્ત કરો તે નિર્દોષ છે તેણે મને
યોગ્ય શિક્ષા આપી હતી ( કુંવરને)જલદી પ્રધાનને પોષાક
આપી દીવાન પદે મુકરર કરો.

કુંવર—માહારાજ આજ્ઞા આધીન છું સત્વર આ-
પના હુકમ મુજબ કરૂં છું.

સર્વ પાત્રો— ( રાગ કલ્યાણ.)

( દરબારમાં ખબર પડતાં સરવે ઠેકાણે આનંદ થાય છે. )

ફતેહ ફતેહ ફતેહ થઈ આખરે ફતેહ.
સતીએ સત્ય સાચવ્યું થઈ આખરે ફતેહ. ટેક.

સ્ત્રિઓ ગુણ આ ગ્રહણ કરીને ટેક ધરો ઉર માંય;
પ્રભુ પાપનો નાશ કરીને વેગે સેશે બાંહ્ય. ફતેહ.

પર પુરૂષનો સંગ તજીને પીયુ પર ધારો પ્રેમ;
કરે કસોટી ગાળી તાપી આખર થાએ હેમ. ફતેહ.

પતિ શેવાને પરહરીને ધરે નીત્ય તે ધ્યાન;
વીખ વાસના રાખે જેવી મુંકી અમ્રત પાંન. ફતેહ.

अंक ५ समाप्त.



# વેપારી લોકોને જાહેર ચેતવણી.

સરવે લોકોને ખબર આપવામાં આવે છે કે અમારી તરફથી બહાર પડતાં તમામ નાટકો તથા વારતાઓ અને હરેક જાતના પુસ્તકો જેવાં કે પુઠાં ઉપર જુજ બુકોની યાદ અપેલ છે તે તમામ પુસ્તકો અમારા નીચે લખેલા એજંટો પાસેથી રોકડી કીંમતેથી વેચાતાં મળી શકશે પુસ્તકોનું કમીશન અમારા તરફ પત્ર લખવાથી બંદોબસ્ત કરવામાં આવશે.

## ☞ અમારા એજંટોનાં નામો.

**ભાવનગર**—મારી પાસેથી તથા બુકસેલર પાનાચંદ તેજાભાઈ તથા ઠક્કર, મુલજી હરખજી બુકસેલર મણીઆર બાલુભાઈ કાહનદાસ તથા શા૦ દેવચંદ ફુલચંદ ટોપીવાળા તથા વોહરા અબદુલહુસેન આદમજી.૦

**જામનગર**—ઠક્કર નારણજી સામજી બીજા નંબરની સ્કુલના પેલા આસીસ્ટંટ માસ્તર તથા મુલ્લાજી અમીજી અતરીઆ બુકસેલર તથા નાગોરી દેવકરણ લાલજી તથા દુર્લભદાસ રામજી ધ્રુવ.

**ખંભાળીઆ**—જયશંકર આણંદજી જાની તથા વકીલ દેવકરણ દેવસીંહ સુધારા વર્ધક સભા.

**અમદાવાદ**—બાલાભાઈ નગીનદાસ બુકસેલર તથા નાનાલાલ મગનલાલ ગુસ્સાપારેખની પોળમાં તથા એગ્લોવર્નાકયુર પ્રિન્ટિંગ પ્રેસમાં પાનકોરનેનાકે ધાંચીની વાડીમાં.

**કચ્છમાંડવી**—જીવરામ હરીશંકર તથા નાગોરી ચાંપશી ખેમરાજ.

**ગોધા**—હરીચંદ અમીચંદ તથા અમીચંદ મગનલાલ.

**પોરબંદર**—જેઠા દવન બીડીની દુકાન.

**લીંબડી**—છગન સંઘજી બુકસેલર.

ઉપરના અમારા એજંટો પાસેથી અમારી તરફથી બહાર પડતાં તમામ પુસ્તકો મળી શકશે વેપારી લોકોને સારૂ કમીશન આપશું.

# જાહેર ખબરો.

**વાંચો! રાચો!! અને હચો સાહેબ??**

## ☞પૃથુરાજ ચહુઆણ.

જેની અંદર નેકી, ટેકી, અને સમશેર બહાદુર, કે જેને શાહબુદીન ગોરીને સાત વાર કેદ પકડયો હતો. અને અંતે કેદ પડતાં પણ પોતાની ટેક કેવી જાળવી રાખી છે તેનો પૂર્ણ ચિતાર આ નાનકડા પુસ્તકમાં રસીક ગાયનોથી કરવામાં આવેલ છે પૃષ્ટ ૩૨ કીંમત ફકત બે આના. ટપાલ ખર્ચ જુદું.

## ☞ગોપીચંદના ગાયન.

જેની અંદર ઘણોજ વૈરાગ્ય રસનો સમાવેશ કરેલ છે. અને પોતાની મા મેનાવતીના કેહેવાથી જોગ્યાભ્યાસ લઈ અરણ્યમાં ચાલ્યો ગયો છે, અને પાછો પોતાની બેન ચંદ્રાવતી પાસે ભીક્ષા લેવા આવતાં ચંદ્રાવતીના હૈયાફાટ વચનોનો વિલાપ કરેલ છે તેનો કરૂણા રસથી ચીતાર આપેલ છે. એકવાર પુરૂં વાંચ્યા વગર પડતી મુકવાનો વિચાર કદી પણ થતો નથી. કીંમત ફકત બે આના ટપાલ ખર્ચ જુદું

## ☞ભર્તૃહરીના નાટકના ગાયન.

ઉપરના ગાયનથી તો કોઈપણ માણસ અજાણો નથી માટે આ ઠેકાણે તેનું વિવેચન કરવાની અગત્ય નથી આ રંગભૂમીપર પ્રયોગ ઘણીવાર થએલ છે. કીંમત બે આના.

## ☞દિવાળી અને લઘુચંદ.

જેની અંદર અભણુ પતીની સાથ પોતાની ભણેલી ડાહી પુત્રીને ઉંચું કુળ જોઈ કુવામાં ધકેલી દેછે. અને પછી પોતાની પુત્રીના કેવા હાલ થાય છે તેનો પૂર્ણ ચિતાર આપ્યો છે કીંમત ફકત એક આનો. આનો પ્રયોગ પણ ઘણી વાર કરેલ છે.

## ☞રાહ ખેંગાર અને રાણિક દેવી નાટક.

જુનાગઢના મહા બળવાન રાજા ખેંગાર અને સીદ્ધરાજ જયસીંહ ને રાણીક દેવીનું હરણ કરવાથી બંનેને કેવી લડાઈ થએલ છે તેનો પૂર્ણ ચીતાર આપ્યો છે ઉપરના નાટકથી કોઈપણ માણસ અજાણ નથી જેનો ખેલ દ્વારકાં નોત્તમ નાટક મંડળીએ રંગભૂમીપર ૫૦૦ વાર ભજવી બતાવ્યો છે. અને કરેછે અને રાજા રાણા અને પોલીટીકલના સરટીફીકેટો મેળવેલ છે. પૃષ્ટ ૧૧૨ કીંમત આઠ આના.

## ☞મોતીશા અને ડાહી વહુનું ફારસ.

જેની અંદર પોતાનો પતી પરદેશ વેપારને અરથે ગએલ છે અને ગુણકાને ઘેર દાણુ ચુકવવા જતાં ચોરીનું તોમત આવવાથી કેદ પડેલ છે. તે ખબર તેની સ્ત્રીને પડવાથી પુરૂષને વેશે ગુણકાને કબજ કરી પોતાના પતીને છોડાવી લાવે છે. પતીવૃતાનો ચિતાર આપેલ છે કીંમત ફકત પોષ્ટેજ સુદ્ધાં બે આના.

## અમારી ઓફીસમાં નીચેના પુસ્તકો વેચાતાં મળશે.

રાણકદેવી નાટક. ૦—૮—૦ સદર ગાયન. ૦—૨—૦ ગોપીચંદના ઑપેરા. ૦—૨—૦ ભર્તૃહરિના ગાયન. ૦—૨—૦ ભર્તૃહરિ નાટક. ૦—૬—૦ પૃથુરાજ ચહુવાણ. ૦—૨—૦ પ્રિથિરાજ ચહુવાણ. ૦—૮—૦ સિદ્ધરાજ જયસિંહ. ૦—૨—૦ દિવાળી અને લખુચંદ. ૦—૧—૦ મોતીશાહ અને ડાહીવહુ ૦—૨—૦ ઈંદરસભા. ૦—૧—૦ કૃષ્ણવિલાસ ૦—૨—૦ ગુલબંકાવળી ૦—૧—૦ ધરડા ડાકાનો પરણોડો ૦—૩—૦ ગુજરાતી નાટક ૦—૪—૦ બાળકૃષ્ણ નાટક ૦—૧—૬ હિંદુમા કુસપ ૦—૨—૦ ધુલીપસિંહ ૦—૧૨—૦ મિરાંબાઈ ૦—૧—૦ હરિશ્ચંદ્ર બેનઝીર ૦—૧—૦ સુરસેન ચંદન કુમારી ૦—૨—૦ અહિ મહિરાવણ ૦—૧૦—૦ માલીની નાટક ૦—૮—૦ દુનિયાનો દેખાવ ૦—૪—૦ જુદા દુઃખદર્શક ૦—૮—૦ જલસે સનોબર ૦—૩—૦ ચંદ્રસેન અને પદમાવતિ. ૦—૪—૦ સુબુદ્ધિ સત્ય દર્શક નાટક ૧—૦—૦ પ્રતાપ સીંહ નાટક ૦—૩—૦ રાવણ સાથે અંગદ વિષ્ટિ ૦—૩—૦ નંદરાજા સતિ સુલોચના ૦—૨—૦ અભણ પતિ નાટક ૦—૪—૦ ગુલજારે પંજતની ૦—૮—૦ મસનવી મીરહસન ૦—૮—૦ કુરાનથી ઈસફ ૦—૪—૦ નઅેરંગ અફલાક ૦—૩—૦ છેલ છેલાણી ૦—૬—૦ જફાયે સિતમગર. ૦—૬—૦ રૂપસિંહ ચંપબા ૦—૨—૦ ફુલણજીનું ફારસ ૦—૪—૦ વિજળી વિલાપ —૧—૩ ગોપીચંદના મરશિયા ૦—૦—૩ કરણ સીંહના ગાયનો ૦—૨—૦ પ્રતાપના ગાયનો ૦—૨—૦ સુબુદ્ધિ સત્ય દના ગાયનો ૦—૧—૦ સુરવીર જયમલ ૦—૧—૦ ઉપરના ટકોનું કમિશન વેપારીને આપીશું.

**[સહી.] પુરૂષોત્તમ ગીગાભાઇની કુંપની.**

નવી કાપડ બજાર ભાવનગર.